.N.18.

[illegible]ાઠકજી કૃત:-

# ટુંકી વાર્તાઓ





સુરેન્દ્ર ભાળચંદ્ર પાઠકજી

[illegible]ય ૦-૮-૦

પાઠકજી કૃત:—

# ટુંકી વાર્તાઓ

લેખક


સુરેન્દ્ર ભાળચંદ્ર પાઠકજી, બી. એ.

ગોપીપુરા, લીમડીકુઈ, સુરત.



આવૃત્તિ પહેલી ] [ પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૪ ઈ. સ. [illegible]૭

મૂલ્ય ૦-૮-૦

# પ્રસ્તાવના



પ્રત્યેક પુસ્તકને પ્રસ્તાવના સહિત પ્રકટ કરવું એવી સામાન્ય પ્રથા થઈ પડેલી હોવાથી પ્રસ્તુત નવલિકાસંગ્રહને પણ તેની જરૂર પડી છે.

હાલના ઉપાધિધારી યુવકોની માફક હું પણ ઉપાધિ માટે અભ્યાસ કરતો એક વિદ્યાર્થી હતો અને મ્હારાં તે જીવન દરમ્યાન એક પ્રસંગે મ્હારાં મનમાં ભારે નિર્વેદ ઉત્પન્ન થવાથી મ્હને પાઠ્ય તેમજ સાહિત્ય એમ બન્ને પ્રકારનાં પુસ્તકો તરફ અણગમો ઉત્પન્ન થયો હતો. આ વ્યાધિ દૂર કરવા માટે મ્હારા સહાધ્યાયીઓ સાથે હું વધારે પરિચયમાં આવવા લાગ્યો, તેઓનાં નિર્દોષ અને ઉત્સાહી જીવનો જોવા માંડયાં અને તેમનાં રસ ઝરણાંઓ ઝીલી તેમનેજ મ્હારી કલ્પનાના નાયકો બનાવી આ પુસ્તકમાં છે તે તેમજ બીજી વાર્તાઓ લખી. આમ હોવાથીજ સ્થળ, કાળ, વય અને પરિસ્થિતિ મનનાં ઉડ્ડયન માટે જે સીમા બાંધે છે તેનાથી એ ચિત્રો પરિમિત રહ્યાં છે. મ્હને આનંદ આપનારી આ વાર્તાઓ મ્હારા મિત્રોને પણ આનંદદાયક થઇ પડી અને મ્હારા પરિચયમાં આવનાર અન્ય સ્નેહીઓને પણ તે ગમી. આથી કદાચ સમાજને પણ આ વાર્તાઓ રૂચિકર થાય એમ ધારી તેમને પ્રસિદ્ધ કરી છે.

આ વાર્તાઓમાં રસની ક્ષતિ ન થાય, આપણી સંસ્કૃતિનું ભાન ન ભૂલાય તેમજ સમાજ આગળ ખોટો આદર્શ ઉભો ન થાય તેટલીજ દરકાર રાખી છે.

"મ્હારો વર" એ વાર્તા માટે હું મ્હારી સહધર્મચારિણીનો ઋણી છું એ હું તેને અન્યાય ન કરવાના હેતુથી જણાવું છું.

છેવટે આ પુસ્તક પ્રગટ કરવામાં તેમજ પ્રુફો વિગેરે તપાસવામાં મ્હારા મિત્ર રા. રા. આનંદશંકરે મ્હને જે સહાય આપી છે તે માટે હું તેમનો આભારી છું.

તા. ૧–૧૨–૨૭.<br>
ગોપીપુરા, લીમડીકુઇ,<br>
સુરત.

સુરેન્દ્ર ભાલચંદ્ર પાઠકજી.

# અનુક્રમણિકા




| વિષય | પાનું |
|---|---|
| ૧. શ્રીકાન્ત.... .... .... .... .... | ૧ |
| ૨. મધુરી .... .... .... .... .... | ૧૦ |
| ૩. મ્હારો વર .... .... .... .... | ૨૮ |
| ૪. વરઘેલી.... .... .... .... .... | ૩૪ |
| ૫. એક દીનબાળાની દયામણી કહાણી .... .... | ૪૭ |
| ૬. ચિત્રકાર પંડિત .... .... .... .... | ૫૫ |
| ૭. ઇન્દિરા .... .... .... .... .... | ૬૭ |
| ૮. મેના .... .... .... .... .... | ૭૨ |
| ૯. અનંતાનંદ .... .... .... .... | ૭૭ |
| ૧૦. કવિતા કરવાનું પરિણામ .... .... .... | ૮૭ |
| ૧૧. ખૂબસુરતીની બલા .... .... .... | ૯૩ |
| ૧૨. વશીકરણ .... .... .... .... | ૧૦૨ |
| ૧૩. અભિપ્રાયો .... .... .... .... | ૧૧૦ |

# શ્રીકાન્ત

૧

પ્રિય વાંચક! તું મરદ હોય તો ખોટું ન લગાડીશ પણ એટલું તો મ્હારે કહ્યા વગર નહીંજ ચાલે કે મરદોનો સ્વભાવ કંઈ એકંદરે સારો નહીં. જરૂર નઠારો. એને કેટલી હદ સુધી બૈરીને સતાવવી તેનો ખ્યાલજ રહેતો નથી. બૈરીનું લોહી બિચારીનું હલકુ તે નારી નીચ, લોભી, લંપટ, જુઠી, ધુતારી, નરકની ખાણુ એવાં એવાં પાર વગરનાં વિશેષણો એને લગાડે અને તેના ઉપર બિચારી ગુલામડીની માફક ઘરનું બધું કામ કાજ કરે, સાહેબને માટે સો સો તૈયારી રાખે, સાહેબનાં છોકરાંનું બધું કરી સાહેબનાં છોકરાં ઉછેરે અને જશમાં તો જુતીઆં.

૨

મ્હારો શ્રીકાન્ત કાંઈ આવો તો ન હતો તોપણુ એણે તો જે મ્હારા ઉપર વીતાડી તેથી તો આડો આંક. એ તો મ્હારી સુલોચના બ્હેન હોય નહીં ને એ સીધો થાય નહીં. હમારી બન્નેની ઉમ્મરમાં કાંઈ બહુ ફેર ન હતો એટલે હું કાંઈ એનાથી બહુ સંકોચાતી તો નહીં; તોપણુ આપણો બૈરાંનો અવતાર તે કાંઈ બબ્યું વરની ઉપરાંત થવાવાનું હતું? એને એવી ખરાબ ટેવ પડેલી કે હું જે કરૂં તેમાં એ મ્હારી ભૂલજ કહાડે. તે તો હું સુધારતી અને તેમાં મ્હને ખોટું લાગતું નહીં પણુ પછી તો એણે ધીમે ધીમે હદ કરવા માંડી. એક દિવસ તો મ્હને કહે કે મ્હને કાંઈજ રાંધતાં આવડતું નથી. હું બીલકુલ રસોઈ બનાવી નથી જાણુતી. આટલી મોટી થઈ પણુ મને કશી આવડતજ નથી. જ્યારે આવું આવું એણે કહેવા માડયું ત્યારે હું પણુ જરા છેડાઈ તે મ્હેં કહ્યું કે મ્હારી ઉમ્મરની છોકરીઓમાં એક તો એવી બતાવો કે તેને મ્હારા જેવું રાંધતાં આવડતું હોય. અને હમે બન્ને જણાં રસોઈ કરી કોઈને જમાડીએ પછી કોની રસોઈ સારી ઠરે છે તે જુઓ.

એણે કહ્યું કે બેસ, બેસ, હવે બહુ સફાઈ ન હાંક. મુદ્રા ત્હારાથી ઘણી નાની છે તોપણુ તે કેવું સરસ રાંધે છે.

મ્હેં પૂછ્યું કે કોણ ?

શ્રીકાન્તે તરતજ ફેરવી બાંધ્યું કે ના, ના, એ તો કાંઈ નહીં પણ ટુંકાણમાં એટલુંજ કે તું ધારે છે તેટલું સારૂં તું રાંધતી નથી.

પણ એના આ જવાબથી મને સંતોષ ન થયો. એ મ્હને ઉડાવતો હોય એમ મ્હને લાગ્યું. તોપણ તરતના તરત તો એ વાત મ્હને ટુંકી કરવાનુંજ ઠીક લાગ્યું. પણ તે દિવસથી મ્હારા મનમાં તો ખટક પેસી ગઈ.

૩

હું ઘરમાં બધું કામ કરૂં પણ મ્હને કાંઈ ગોઠે નહીં, કાંઈ ઠીક લાગે નહીં. મ્હને પણ ખંત ભરાઇ. એ કોણ હશે ? મ્હેં એનું શું બગાડયું ? હમારા બેના હેતમાં એને વચ્ચે આડા આવવાનું શું પ્રયોજન ? ઉપલા બનાવ પછી શ્રીકાન્ત જ્યારે પણ કાંઈ બોલતો ત્યારે મ્હને ભેદજ લાગે, એ મ્હને છેતરે છે એમ લાગ્યાં કરે. ધીરે ધીરે એને પણ મ્હારી બદલાતી વૃત્તિ સમજાઈ; પણ એ તેને લેખવેજ નહીં. વળી એક દિવસ વાતમાં ને વાતમાંજ એણે મ્હને કહ્યું કે મ્હને બોલતાં ચાલતાં પણ નથી આવડતું. મ્હારામાં બીલકુલ વિવેકજ નથી. મુદ્રા કેવી વિવેકશીલ છે ! વિનયી છે !

હવે મ્હારાથી રહી શકાયુંજ નહીં. હું રડી પડી.

શ્રીકાન્તે મ્હને પૂછ્યું, "શા માટે રડે છે" ?

મ્હેં આંસુ લૂછી નાખ્યાં, "મ્હેં કહ્યું કાંઈ નહીં અમથુંજ."

શ્રીકન્તે કહ્યું, "ના, ના અમથું કાંઈ નહીં એતો મ્હેં મુદ્રાના વખાણ કર્યાં તે ત્હારાથી ખમાયું નહીં."

મ્હને શ્રીકાન્તની આ નફટાઈથી માઠું લાગ્યું. મ્હેં કહ્યું "એ માટે હું તમને કશું પણ કહું છું ? પણ વારે વારે મ્હારે મ્હોંએ એનું નામ જાણી જોઈને શું કરવા દો છો ? હશે, તે બહુ સારી હશે તેમાં મ્હારે શું" ?

શ્રીકાન્તે કહ્યું "કેમ વળી તેમાં ત્હારે શું. તું થા તેના જેવી."

મ્હને શ્રીકાન્તની આ વર્તણુકથી બહુજ ખરાબ લાગ્યું. પહેલાં તો એ મ્હારૂં મ્હોં જરા વીલું થતું તો અડધો અડધો થઈ જતો. અત્યારે મ્હારી

આંખમાંથી આંસુ પડતાં હતાં તોયે એ નિર્દય થઈ મ્હને વાગ્બાણુથી વીંધતો હતો. હું એને હમ્મેશાં તમે કહેતી. પણુ આ વખતે મ્હને મ્હારો પહેલાંનો બધો પ્રેમ તાજો થઈ ગયો. મ્હેં એને અત્યંત વહાલથી કહ્યું "વ્હાલા શ્રીકાન્ત ! તું કેમ આવો થઈ ગયો છે ? મ્હારી તને દયા નથી આવતી ? હું શું નથી કરતી ? જો મ્હારાથી વધારે બને તો હું મ્હારી જાતને ત્હારા હૃદયમાંથી જરા પણુ ખસવા દઉં ? મ્હારી શકિતની હદ આવી રહી છે. "

મ્હેં ધારેલું કે ઉપલા શબ્દોથી એનો પ્રેમ જાગૃત થશે. એનું હૃદય પીગળી જશે. પણ ના, તેવું કાંઈજ થયું નહીં. એ તો ખડખડ હસી પડયો અને કહ્યું કે હવે હું નાનો નથી. એ બધા ઢાંગ ધતુરા જવા દે અને ડાહી થઈ કામે વળગ; એટલું કહીને એ જતો રહ્યો.

૪

હું કેટલો વખત રોઈ હઈશ તેનો મને જરા પણુ ખ્યાલ નથી. હું ઊઠી, મ્હોં ધોયું;. મ્હને નહોતાં સાસુ કે સસરા. પીએરમાં પણુ એકલાં ડોસી. હું ફરિયાદ કોને કરવાની હતી. વળી શ્રીકાન્ત સાથે પરણી તે પણુ હમે એક બીજાને પસંદ કરીને પરણ્યાં હતાં. હમે નાનપણુથીજ સાથે સાથે ઊછર્યાં હતાં. સાથે જમતાં, સાથે રમતાં, સાથે ફરતાં, સાથે નિશાળે જતાં, સાથે સૂતાં એમાંથી જન્મ પામેલા નિર્દોષ પ્રેમમાંથી હમે વિવાહિત પતિપત્નીની સ્થિતિમાં આવ્યાં હતાં. પ્રિય વાંચક ! કહે કે હવે મ્હને સ્વપ્ને પણુ મ્હારો શ્રીકાન્ત આવો થશે એવો ખ્યાલ આવે ? એ કેટલો ચતુર છે, એને ગાતાં આવડે. ચીતરતાં આવડે, ચાર આદમીની વચ્ચે વાત કરવા બેઠો હોય તો ચારને આંજી નાંખે, ઘરકામમાં પણુ કેવો કુશળ, રાંધતાં પણુ નળ રાજા જેવું આવડે. કેવો દયાવાન, શૌર્યવાળો, શરીરે પણુ સશકત, ચાર માણુસ સામાં આવ્યાં હોય તો તેમને હઠાવી ચારમાંથી પોતાનો રસ્તો ક્હાડી લે. અહાહા ! એના કયા ગુણુ ઉપર હું વારી ન જાઉં ? એનું મ્હોં જોઈ જોઈને હું એના ઉપર મોહ્યાંજ કરૂં. એ બધાં સાથે એ મ્હને કેટલું ચાહતો હતો ! એ પ્રેમ કયાં ઊડી ગયો ? એનું હૃદય મ્હારે માટે કેમ સૂનું થઈ ગયું ? મ્હારે માટે એનાં હૃદયમાં એક પણ ખુણો કેમ ન રહ્યો ? હું

ક્યાં જાઉં ? કોને કહું ? હું શું કરૂં ? મ્હને કોઇ ન હતું. શ્રીકાન્તને પણ કોઈ નહતું. ના, હવે શ્રીકાન્તને કોઇક હતું. મ્હને શ્રીકાન્ત હતો. હવે મ્હારો મટી એ બીજીનો થયો હતો. હું એની હતી એ હવે જતું રહ્યું હતું.

૫

એ મુદ્રા કોણ ? ધીરે ધીરે મ્હેં ખાનગી રીતે એની તપાસ કરવા માંડી. મ્હેં શ્રીકાન્ત ઉપર ડીટેક્ટીવપણું કરવા માંડયું. કાંઈ જડી આવે તો ઠીક. એ મ્હારો થાય. અનીતિમાંથી પાછાં પગલાં કરે.

એક દિવસ એ કાંઈ બેઠો બેઠો લખતો હતો. એ જાણે નહીં તેમ હું એની પછાડી આવીને ઊભી રહી. કાગળ અડધો વાળેલો હતો. અગાડી લખ્યું હતું કે "ત્હારી આપેલી નાની છબી ઉપરથી મોટી કરવા માંડી છે. થોડા દિવસમાં એ હું તને તૈયાર કરી આપીશ. પણ એના બદલામાં મ્હારે ત્હારી પાસથી શું લેવાનું છે તે ધ્યાન રાખજે."

શ્રીકાન્ત

હું એ જાણે નહીં તેમ પાછી ફરી. હા. એનીજ છબી. એ તો ઘરમાંજ હશે. હું તરતજ એના બોર્ડ પાસે ગઈ. મ્હેં બોર્ડ ઉઘાડયું. હા ! કેવી સુન્દર છબી ! અરે ! શ્રીકાન્ત આના ઉપર મોહ્યજ. એમાં જરાપણ નવાઈ જેવું નથી. એનાં અંગે અંગ કેવાં ઘાટીલાં છે. એની આંખ કેટલી નિર્દોષ છે ! ત્યારે શું શ્રીકાન્ત પરણેલો છે એમ એ નહીં જાણતી હોય ? એને એ છેતરતો હશે ? એમ હોય તો એ કેવો નઠારો ? મ્હેં બોર્ડપરનો કકડો જેમનો તેમ પાછો ઢાંકી દીધો. હું નીચે ગઈ. શ્રીકાન્ત પણ કપડાં પહેરી નીચે આવ્યો. મ્હને કહી એ બહાર ગયો. તે દિવસે રાત્રે એ ઘેર આવવાનો નહતો. આજે આ પહેલોજ પ્રસંગ હતો કે એણે મ્હને ન કહ્યું કે એ ક્યાં જવાનો હતો. મ્હેં પૂછ્યું પણ નહીં. એના ગયા પછી મ્હેં ચીઠ્ઠી લખી સુલોચના બ્હેનને મ્હારી નાનપણની બ્હેનપણીને બોલાવી. ચીઠ્ઠીમાં લખ્યું હતું કે તે દિવસ કોઈ અગત્યના કામસર તેને મ્હારે ત્યાંજ રાત્રે રહેવું પડશે. ચીઠ્ઠીમાં લખ્યા પ્રમાણે સુલોચના મ્હારે ત્યાં આવી.

૬

એ રાત્રે મ્હેં સુલોચના આગળ મ્હારૂં ભરેલું હૈયું ખાલી કર્યું. મ્હેં પેલી છબી પણ બતાવી અને કાગળની વાત પણ કરી. સુલોચના તો આ

બધું સાંભળી ઠંડીજ થઈ ગઈ. આવો શ્રીકાન્ત તે આમ કરે. એની ધ્યાનમાં વાત ઉતરેજ નહીં. પણ સાબીતીઓ પૂરતી હતી. એણે થોડીવાર વિચાર કીધો. પછી થોડીવારે એણે મ્હને કહ્યું કે "બ્હેન જ્યોત્સ્ના, જરાપણ ગભરાઈશ નહીં. મ્હને ઉપાય સૂઝયો છે. એ ઘડીના છઠ્ઠા ભાગમાં ઠેકાણે આવી જશે; સીધો થઈ જશે." એને મને આમ હિમ્મત આપતાં જોઈ મ્હારાં મનમાં પણ જરા હિમ્મત આવી. મ્હેં પૂછ્યું "શું ઉપાય છે"? એણે કહ્યું "બીજું શું વળી, ઝેરનો ઉપાય ઝેર." મ્હેં પૂછ્યું "એટલે"?

સુલોચના—એટલે કાંઈ નહીં હું જે કહું અને કરૂં તેની ત્હારે હાએ હા ભણવી. મ્હેં કહ્યું ઠીક, મ્હારે તો ગોળ ખાધા સાથે કામ છે. શ્રીકાન્ત ઠેકાણે આવે એટલુંજ મ્હારે જોઈતું હતું. મ્હેં કહ્યું કે સુલોચના કંઈક એવો રસ્તો નીકળવો જોઈએ કે સાપ મરે નહીં ને લાઠી ભાંગે નહીં.

સુલોચના—જોજે તો ખરી બધું થશે. હમે પછી બન્ને જણાં ઊંઘી ગયાં. મ્હારા મનનો ભાર પણ કંઈક ઓછો થયો હતો એટલે હમે બન્ને જણાં ઊંઘી ગયાં. મ્હને પણ એ રાત્રે ઊંઘ સારી આવી.

સ્હવારે હમે ઊઠયાં. દાતણપાણી કરી ચાહ તૈયાર કરી પીવા બેસતાં હતાં એટલામાં શ્રીકાન્ત આવી પહોંચ્યો. એણે મ્હને કહ્યું કે "કેમ, એક રાત પણ એકલાં ન સૂવાયું તે બિચારી સુલોચનાને તસ્દી આપી." હું જવાબ દઉં તે પહેલાં તો સુલોચનાએજ કહી દીધું કે "તમે રાત્રે બીજીને લઇને બ્હાર જાઓ ત્યારે એને પણ કોઈ સાથી તો જોઇએ ને? એ તો હજી ઘણી સારી કે મ્હને બોલાવી ને રમણને ન બોલાવ્યો" શ્રીકાન્ત સુલોચનાનું ઉપલું ભાષણ સાંભળી જરા અ.ભો બન્યો; બ્હીલો પડી ગયો. એને આજનો રંગ કાંઈ જુદોજ લાગ્યો. પણ પછી તરતજ સુલોચનાએ વાતનો પ્રવાહ બદલ્યો અને કહ્યું કે "વારૂ શ્રીકાન્તભાઈ એ તો ઠીક, પણ હાલ કાંઈ પેઈન્ટીંગનું કામ ચાલે છે કે નહીં કે તમારૂં બોર્ડ ખાલી છે?"

શ્રીકાન્ત—ના, હમણાં તો કાંઈ કામ ખાસ છે નહીં. આ મોંઘવારીમાં કોણ કામ આપવાનું હતું?

સુલોચના—ત્યારે તો બોર્ડ તદ્દન હાલમાં ખાલી હશે.

શ્રીકાન્ત—ના, ના, એમ તો છેક નથી.

સુલોચના—ત્યારે બતાવો તો ખરા, ચાલો, એમ કહી એ ચાહ પી ઊઠી.

શ્રીકાન્ત, સુલોચના અને હું ઉપર ગયાં. બોર્ડ પરથી શ્રીકાન્તે પડદો ખસેડી પેલી મુદ્રાની છબી દેખાડી.

સુલોચના—વાહ, છબી બહુજ સરસ ચીતરી છે. તમારો હાથ તો હવે તદ્દન રવિવર્મા જેવો ચાલવા માંડ્યો છે.

શ્રીકાન્ત—ના, ના, એતો એ જેની છબી છે તેને તમે જોઈ નથી તેમાં. બાકી એની કુદરતી ખૂબસુરતીનો તો હું છઠ્ઠો ભાગ પણ બતાવી શક્યો નથી.

સુલોચના—હશે; પણ કેમ જ્યોત્સના ! શ્રીકાન્તની જગ્યાએ જો રમણ ચીતરે તો તો તે બરાબર જેવું હોય તેવુંજ ચીતરે ને ?

મ્હેં જરા શરમાતાં શરમાતાં કહ્યું હાસ્તો, આ પણ સારી છે.

શ્રીકાન્તને જરા મ્હારા જવાબથી ખોટું લાગ્યું. એણે કહ્યું "આટલા દિવસ તો એમ કહેતી હતી કે ત્હારા જેવું ચીતરતાં કોઈને આવડતું નથી અને આજ આમ કેમ બોલે છે ?"

સુલોચનાએ જવાબ દીધો કે "આટલા દિવસ એ રમણને ઓળખતી નહોતી."

શ્રીકાન્ત—કેમ, નવું ઓળખાણ થયું હશે ?

મ્હેં કહ્યું "હા." સુલોચના ત્યાર પછી ઘેર ગઈ પણ શ્રીકાન્તના મનમાં અત્યંત ઉદ્વેગ અને ચિંતા પેઠાં. એણે મ્હારી પૂંઠ પકડવા માંડી.

વ્હાલા રમણ.

મ્હને લાગે છે કે મ્હારી પેટીને કોઈક અડકે છે. એને કાંઈ વહેમ પડ્યો હોય એમ લાગે છે, માટે આપણે જે કરવાનું છે તે ઝડપથી કરી નાંખવું જોઇએ. નહીં તો મનની મનમાં રહી જશે.

લી. જ્યોત્સ્ના.

ત્યાર પછી સુલોચના બ્હેને એક કાગળ આપ્યો તે પણ ઉપલાની પેઠેજ શ્રીકાન્તના હાથમાં ગયો. શ્રીકાન્તના સ્વભાવમાં પહેલા કરતાં બહુજ ફરક પડી ગયો હતો. એ પહેલાં કરતાં હવે મ્હારી સાથે બહુજ સારી રીતે

વર્તતો હતો. પણ હજુ મુદ્રાનાં વખાણ ચાલુજ હતાં. એ મ્હને વારંવાર ગમગીન લાગતો પણ મ્હારે તો એની પાસે મુદ્રા ભૂલાવવી હતી. એક દિવસ એ બ્હારથી ઘેર આવ્યો પણ તરતજ કાંઈ પાછો વિચાર આવ્યો. તેણે મ્હને કહ્યું કે થોડીવારમાંજ પાછો આવું છું. એમ કહી એ પાછો બ્હાર ગયો. આનું કારણ હું કાંઈ સમજી નહીં. એને ગયાને થોડીજ વાર થઈ હશે એટલામાં બારણે એક ગાડી આવીને ઊભી રહી. તેમાંથી એક ઘણીજ સુન્દર બાર તેર વરસની છોકરી ઉતરી. ગાડીમાં એક બીજી સ્ત્રી પણ બેઠી હતી. તેને હું બારીએથી બરાબર જોઇ ન શકી. છોકરીએ મને ઉપર ઊભેલી જોઇ નહીં. એણે બારણા પાસે આવી બારણું બંધ હતું તેના પર ધીમે ધીમે બે ત્રણ ટકોરા માર્યા. હું તરતજ નીચે ઉતરી. મ્હેં બારણું ઊઘાડયું. તે છોકરીએ અત્યંત વિનયથી મને પૂછ્યું "આ શ્રીકાન્તભાઇનુંજ મકાન છે ને"? મ્હેં કહ્યું "હા." એ છોકરીએ એટલે મ્હને પૂછ્યું કે "આપ શ્રીકાન્તભાઇનાં શું સગાં થાઓ છો? શ્રીકાન્ત કાકા ઘરમાં નથી." મ્હેં કહ્યું "ના, ઘરમાં નથી; બહાર ગયા છે. શું કામ છે?" એ છોકરીએ જવાબ દીધો કે "એ તો મ્હારી બાને એમને મળવું છે." મ્હેં કહ્યું "જો ઉતાવળ ન હોય તો ઘરમાં આવો; એ થોડી વારમાંજ આવી પ્હોંચશે." તે છોકરીએ જવાબ દીધો કે "જી, એ પ્રમાણે હું મ્હારી બાને કહું છું." એમ કહી એ બ્હાર નીકળી ગાડી પાસે ગઈ અને થોડી વારમાંજ પોતાની બાને લઈ એ છોકરી ઘરમાં આવી અને મ્હેં શું જોયું! એ તો એજ. જેની છબી ચીતરી હતી તેજ! હું વિચારમાં પડી ગઇ. આ છોકરી આને પોતાની બા તરીકે ઓળખાવે છે પણ એની ઉમ્મર તો ઓગણીસ, વીસ વર્ષ કરતાં વધારે લાગતી નથી અને બાર તેર વર્ષની તો આ છોકરી છે. મ્હેં એમને આવકાર આપ્યો; ઉપર તેડી ગઈ. એમને બેસાડ્યાં. વાત શું કરવી? આ પહેલોજ પરિચય હતો. પણ અજાણ્યા દેખાવામાં મ્હને વિનયનો ભંગ થતો લાગ્યો. મ્હેં તરતજ નામ જાણતી હતી એટલે કહ્યુ "મુદ્રા બ્હેન! એનું તમારે શું કામ હતું?" તરતજ પેલી છોકરીએ જવાબ દીધો. "હં ત્યારે શ્રીકાન્તકાકા તમારા વર થાય ખરૂંને જ્યોત્સ્ના કાકી?" તરતજ છોકરીની માએ એને રોકી "મુદ્રા જરા ડાહી થા." ત્યારે શું મુદ્રા

છોકરીનું નામ હતું? હું કેટલા ભ્રમમાં કુટાઇ? મ્હેં એને કેટલું દુઃખ દીધું! મુદ્રાની બા મ્હારા તરફ ફરી અને કહ્યું "જ્યોત્સ્ના બ્હેન! આ બે કાગળો એ મ્હારે ત્યાં ભૂલી ગયા હતા તે પાછા આપવાના હતા. બીજું કાંઇ ખાસ કામ નહોતું. આવે ત્યારે આપજો." મ્હેં તે લીધા. અરે! આ તો એજ. શ્રીકાન્તે મ્હારી ટ્રંકમાંથી કહાડી લીધેલા તે કાગળો. એ બીજાના હાથમાં ગયા હોત તો કેવું ખોટું થાત! વગર લેવેદેવે મ્હારી આબરૂનું લીલામ થાત! થોડીવારમાંજ પારવતી ચાહના પ્યાલા લઇ ઉપર આવી. હમે જેવી ચાહ પીવાની શરૂઆત કરતાં હતાં એવામાંજ શ્રીકાન્ત આવી પહોંચ્યો. એની સાથે સુલોચના પણ હતી.

૯

શ્રીકાન્તે ઉપર આવતાંની સાથે આ પરોણાઓને જોયાં અને તરતજ એણે કહ્યું કે "અહો, વિમળાબા! તમારે કાંઇ તસ્દી લેવી પડી?"

વિમળાબા—એ તો શ્રીકાન્તભાઇ! તમે બે કાગળો ઘેર ભૂલી ગયા હતા તે હમે બહાર જતાં જતાં આપવા આવ્યાં. આ જ્યોત્સ્ના બ્હેનને તે આપ્યા છે.

મુદ્રા—શ્રીકાન્તકાકા! તમે તો ઘર ન બતાવ્યું, પણ આ જ્યોત્સ્નાકાકી કેવાં સારાં કે એણે તો અમને ઘરમાં પણ બોલાવ્યાં.

શ્રીકાન્ત—હા સારાં તો ખરાં, બહુ સારાં છે પણ ત્હારી અદેખાઇ એને બહુ છે. હું ત્હારાં વખાણ કરૂં ને એને ચીડ ચડે.

વિમળાબા—શ્રીકાન્તભાઇ! તમે પણ શું એ છોકરીનાં વખાણ કર્યાં કરો છો. એથી તો ઉલટી એ વળી ફાટી જશે.

સુલોચના વચમાંજ બોલી ઉઠી "અને શ્રીકાન્તભાઇ! તમે જ્યો'ત્સ્નાનો વાંક કહાડો છો પણ તમે કયાં અદેખા ઓછા છો."

શ્રીકાન્ત—મ્હેં શું અદેખાઇ કરી? મ્હને ચોકખો અન્યાય મળતો લાગે અને હું ન્યાય પણ ન માગું?

સુલોચના—ન્યાય ચોરી કરીને ન મંગાય. કોઇના ઉપર ખોટાં આળો ન ચ્હડાવાય.

શ્રીકાન્ત—પુરાવો ચોકખો આરસી જેવો છે. મ્હેં તને તે નથી બતાવ્યો?

સુલોચનાએ એક કાગળ કહાડી વિમળાબાને આપ્યો અને કહ્યું "જુઓ વિમળાબા આ એનો પુરાવો. આના ઉપર બિચારી જ્યોત્સ્નાને અપરાધી ઠરાવે છે. તમે ન્યાય કરજો. કેટલા દિવસથી એ બિચારીને મુદ્રાનાં વખાણ કરી કરીને સતાવે છે. મુદ્રા કોણ તે બીચારીને ખબર નહીં પણ મ્હેં એને એક રસ્તો બતાવ્યો." ચતુર વિમળાબા સમજી ગયાં. હું શરમાઇ ગઈ. વિમળાબાએ એ કાગળ વાંચ્યો.

**વ્હાલા નાથ.**

હવે તું વહેલો વહારે ધાજે. દેહલગ્નનાં દહન સહન કરી કરી હવે હું થાકી છું. હવે તો હૃદયલગ્ન હું ત્હારી સાથેજ કરીશ. હે નાથ ! આ લગ્નની ચીઠ્ઠી તું સ્વીકારજે; અંતે મ્હારો ઉદ્ધાર કરજે. એજ વિનંતિ.

લી. **વિરહીણી** જ્યોત્સ્ના.

જવાબ પછાડીજ હતો.

**પ્રિય જ્યોત્સ્ના,**

ત્હારી ચીઠ્ઠી મળી છે. હવે એમજ કરવું વ્યાજબી છે. રમણ આવતી કાલે જરૂર આવશે. અને પછી બધું થઇ રહેશે. એજ.

લી. **સુલોચના.**

સુલોચના—જુઓ આ કાગળ લઈ દોડચો દોડચો એ મ્હારી પાસે આવ્યો. મ્હને સો પચાસ વાત સંભળાવી દીધી.

ઉપલી વાતચીત થતી હતી એટલામાંજ "સુલોચનામાસી અહીં આવ્યાં છે કે" એમ પૂછતો પૂછતો એક સત્તર વર્ષનો હસમુખો બાલક આવી પહોંચ્યો.

સુલોચનાએ પાછું જોયું અને કહ્યું કે "ઠીક થયું કે રમણ તું આવી પહેંચ્યો. શ્રીકાન્તભાઈ! જુઓ, આ તમારી જ્યોત્સ્નાનો વહાલો રમણ !"

વિમળાબા–ચાલો એ તો બધું સમજાયું. આંધળે બહેરૂં કુટાયું. એમાં કોઇનો વાંક નથી. ન્યાય આપી વિમળાબા હસતાં હસતાં ઊઠચાં અને પોતાને ઘેર ગયાં. સુલોચના પણ રમણને લઇ ઘેર ગઇ.

વાંચક ! હવે આગળ લખવાની જરૂર છે? ત્યારે હમે શું કર્યું હશે, વખત કેમ ગાળ્યો હશે એની તું કલ્પના કરી લે એજ ઠીક. માત્ર હું તો એટલુંજ લખીશ કે અમે પાછળથી મુદ્રાનાં અને રમણનાં લગ્ન થવામાં સાધનભૂત થયાં હતાં. અસ્તુ.

# મધુરી

૧

સંસારમાં જ્યાં જુઓ ત્યાં દુઃખ, ક્લેશ, કંકાસ, અને કડવાશ એ સિવાય બીજું ઓછુંજ જણાય છે અને તેથીજ એને ખારા સમુદ્રની ઉપમા આપી છે. પરન્તુ ઇશ્વરે એ સમુદ્રના પેટામાં કૈંક રત્નો સંતાડેલાં છે. કાંઇક ચંદ્રના અજવાળાં જેવાં નિર્મળ તેજવાળાં; કાંઇક ગરમીના રોગમાં બળતા ઝળતા રોગીના ઉપર આત્મભોગ આપી રાખ બનીને તેને સાન્ત્વન આપનારાં મોતીઓ પણ છે.

નીચેની વાત એકાદ એવાંજ મોતીનું વૃત્તાંત છે. એ વાત હૈયામાંના ભૈયા જેવી નથી. તદ્દન સત્ય છે અને તેથીજ હું એમાં જરા પણ વધારો કે ઘટાડો કર્યા વગર જનસમાજ આગળ રજુ કરીશ. ઘણાંને એ વાતથી સુખના સ્વરૂપનું ભાન થાય, ઘણાંના નમાલા જીવનમાં નવું જીવન આવે, એ એક સારા દાખલા રૂપ થાય અને ઘણા એનું અનુકરણ કરી સુખી થવા પ્રયત્ન કરે એજ ઇચ્છાથી આ વાત હું જનસમાજ આગળ રજુ કરૂં છું. ઇશ્વર મ્હારી એ ઇચ્છા સફળ કરો.

૨

મુકુન્દરાયજીનાં ધર્મપત્ની ચન્દ્રલક્ષ્મીને ક્ષય લાગુ પડયો હતો. ઘણી દવાઓ કરી, ઘણા ઉપાયો કર્યા પણ એકે ઉપાયની ટીકી ન લાગી. ચન્દ્રલક્ષ્મી મરણ પથારીએ પડી હતી.

રાતના સાડા અગીઆર વાગ્યા હતા. મુકુન્દરાય એક આરામખુરશી ઉપર મંદવાડના ખાટલા પાસે બેઠા હતા. દરદીના પગ આગળ મધુરી, નવ વર્ષની છોકરી જાગતી બેસી રહી હતી. સામેજ પાટીઆં પર મૂકેલું ઘડીઆળ ફક્ત ટક ટક અવાજ કરતું હતું. બાકી બધું શાંત હતું. સામે પડેલાં ગોળ ટેબલ પર દવાની શીશી પડેલી હતી. દીવો ઝાંખો બળતો હતો. સાડા અગીઆરનો ટકોરો થયો. મુકુન્દરાય ઊઠયા. આળસ મરડી ખાટલા પાસે આવ્યા. મધુરીના વાંસાપર હાથ મૂકી ધીરે રહી ઊઠવાને

ઇશારત કરી. રખેને દરદીની ઊંઘમાં ખલેલ પડે. મધુરી ધીમે રહી ખાટલા ઉપરથી ઊઠી. બન્ને બારી આગળ ગયાં.

મુકુન્દરાય—મધુરી જા. સૂઇ જા. હવે તને ઊંઘ આવતી હશે. ક્યાં સુધી બેસીશ ? હું જાગું છું તે વખત થશે ત્યારે દવા આપીશ.

મધુરી—ના, ભાઇ, તમને રોજ ઉજાગરો થાય છે. મને હજી ઊંઘ આવતી નથી. હું બેઠી છું તમે સુઇ જાઓ. દવાનો ભાગ હું બરાબર કાઢીશ ને પાઇ દઇશ.

મુકુન્દરાય—મધુરી, ગાંડી ન થા. મ્હારા કરતાં રોજ તું વધારે જાગે છે. જા, સુઇ જા.

ગરીબ મધુરી ! એ શું કરે. જોડેનાજ ઓરડામાં એ શેતરંજી ઉપર જઇને સુઇ ગઇ.

મુકુન્દરાય—( સ્વગત ) કેવી છોકરી છે ! ઉમ્મરના પ્રમાણમાં કેટલું કામ કરે છે ! તેની સાથે કેવી ગરીબ છે ! ઇશ્વર, એનું ભલું કરજે.

મુકુન્દરાય પાછા આરામખુરશી ઉપર પડ્યા. એ શું વિચાર કરતા હતા ? કાંઇજ નહીં. મહિનાઓના ઉજાગરા, થાક, ચિન્તા એ સર્વથી એનું મન ખાલી થઇ ગયું હતું. એ ફક્ત એક હાલતો ચાલતો સંચો બની રહ્યા હતા. એમની આંખ મીંચાઇ. થાકને લીધે કાંઇક મળી ગઇ.

ઘડીઆળમાં બારના ટકોરા થયા. મધુરી જોડેના ઓરડામાંથી બહાર આવી. ભાઇ ઊંઘતા હતા. એણે એને ઊઠાડ્યા ? ના. એણે ધીમેથી દવાનો ભાગ કાઢ્યો. ધીમે રહી એ માના બીછાના પાસે ગઇ. એના ઉપર વાંકી વળી. એની માની આંખ મીંચેલી હતી. મધુરીએ ધીમેથી માના કપાળ ઉપર હાથ મૂક્યો. બાએ આંખ ઉઘાડી. ધીમેથી કુમળે શબ્દે મધુરીએ કહ્યું "બા, આ ભાગ પી લે."

ચંદ્રલક્ષ્મી—બ્હેન ! ત્હારા ભાઇ નથી ?

મધુરી—એ જરા ઊંઘે છે.

ચંદ્રલક્ષ્મી—મ્હારે દવા નથી પીવી. જા, એ ભાગ ઢોળી નાંખ.

મધુરી—ના, બા, તને દુઃખ થશે. પી જા. કાલે તને સારૂં થઇ જશે.

ચંદ્રલક્ષ્મી—બ્હેન, તું જાણતી નથી. કાલે હું ગામ જવાની છું. મ્હારી તબીયત સારી છે.

મધુરી ! ગરીબ બીચારી ! એ ગામ જવામાં શું સમજે.

મધુરી—પણ વારૂ બા, જજે. પણ આ દવા પી જા. ડાકટર સાહેબે કહ્યું છે કે દવા બરાબર પાવી. હું ભાઈને ઊઠાડું ? હમણાંજ સુતા છે.

ચંદ્રલક્ષ્મી—ના બિચારાને ઊંઘવા દે. એમને ઘણા ઉજાગરા થયા. દીકરા ! તને પણ બહુ મહેનત પડી. લાવ દવા.

ચંદ્રલક્ષ્મી દવા પી ગઇ.

ચંદ્રલક્ષ્મી—મધુરી મ્હારી પાસે બેસ. દીકરા ! તું બહુ ડાહી છે તો પણ હું કહું તે યાદ રાખજે. તને બધું સમજ નહી પડે તોપણ મોટી થઇશ ત્યારે સમજીશ અને એ પ્રમાણે વર્તીશ તો સુખી થઇશ.

મધુરી—બા ! તું આમ ન બોલ. મને બીક લાગે છે. તું સુઇ જા હું ત્હારા પગ દાબું. તને ઊંઘ આવી જશે.

ચંદ્રલક્ષ્મી—બ્હેન ! હું કાલે ખૂબ ઊંઘીશ. હમણાં મ્હારે ત્હારી સાથે વાત કરવી છે. તું નહીં સાંભળે ?

મધુરી—બા ! કહે. હું બધું સાંભળીશ. પણ તું આમ ન બોલ.

ચંદ્રલક્ષ્મી—બ્હેન ! સહુને ગમે તેવું તારૂં વર્તન રાખજે. ગરીબ થજે. ત્હારા વરને જે ગમે તેજ કરજે. તેના સામું ન થઇશ. તારૂં શીયળ ગમે તેમ કરીને સાચવજે. હમ્મેશાં સાચું બોલજે. તેમ કરતાં મરવું પડે તો મરી જજે. ઇશ્વરમાં શ્રદ્ધા અને ભક્તિ રાખજે. જા, સુઇજા, હવે ઊંઘી જા.

ગરીબ મધુરી ગઇ. એ ઉંઘી ગઇ. પણ વહાણું કેવું વાયું !

સવારમાં ચાર વાગે એ ઊઠી. આગલા ઓરડામાં આવી. ત્યાં કોઇ નહોતું. એ ઝટ નીચે ગઇ. ચોકમાં એની બાને સુવાડી હતી. એના ભાઇ અને બીજું એક જણ એના ઉપર પાણી નાંખતા હતા. ફોઇબા ઘાસ અને તલ લઇ આગલા ઓરડામાં અબોટ કરતાં હતાં. ત્યાંજ એની બાને ભીને લુગડે સુવાડી દીધી. બધાં એ મ્હોટે સાદે "મહાદેવ મહાદેવ" બોલવા માંડયું–મામાએ આવી મધુરીને લઇ જવા માંડી પણ એ ગઇ નહીં "ફોઇબા,

બાને કેમ બાંયે સુવાડી છે? એ કેમ બોલતી નથી?" મધુરીએ પૂછયું. એના ભાઇએ જવાબ દીધો "બ્હેન! બ્હાર જા." એ બિચારી ગઇ. ત્યાર પછી થોડાં માણસો આવ્યાં. તેણે વાંસ અને દોરી લાવી નીસંડી બનાવી તેના ઉપર બાને સુવાડી. ઉપર લુગડું ઓરાડયું અને ચાર જણા મળી એને રામ, રામ, બોલતા ઘરમાંથી લઇ ગયા. મધુરી "ભાઇ, બાને આ ક્યાં લઇ જાય છે?" "બ્હેન, જા, ભાઇને ઉપરથી ઉઠાડી લાવ." મુકુન્દરાયે જવાબ દીધો. મધુરી ઉપર ગઇ અને મદનને ઉઠાડી લાવી. મદનને ફોઇબાએ નવડાવ્યો. ગાડીમાં બેસાડી ક્યાંક મોકલી દીધો. બધાં બૈરાંઓ કેમ રડે છે? મદન અને ભાઇ ક્યાં ગયા? બાને ક્યાં લઇ ગયા? ગરીબ મધુરીને કોણ જવાબ આપવાનું હતું!

૩

અત્યારે બપોરના ત્રણ વાગ્યા હતા. મુકુન્દરાય, મદનભાઇ, સહુ ઘેર આવ્યા હતા. સહુએ ઘરમાં ખીચડી રાંધી ખાધું. મુકુન્દરાયે મદનને કહ્યું, ભાઇ જા, સુઇ જા મા, થાકી ગયો હઇશ. મદન ઉપર ગયો. મધુરી પાછળ ગઇ. ભાઇ બ્હેનને એકલાં મળવાનો પ્રસંગ આવ્યો.

મધુરી—ભાઇ, બાને ક્યાં લઇ ગયા? એ પાછી કેમ ન આવી?– ગરીબ મદન! એણે રડવા માંડયું—મધુરી–"ભાઇ, રડ નહીં, મ્હને કહે. હું એને પાછી તેડી લાવીશ."

મદન—બ્હેન, એ પાછી નહીં આવે?

મધુરી—શું એ રીસાઇ ગઇ? ના, પણ હું પાછી મનાવી લાવીશ.

મદન—બ્હેન! હવે આપણે બાનું મ્હોં નથી જોવાનું. એને સહુએ બાળી નાંખી.

મધુરી—મ્હને બધું કહે. શું થયું? તું આવું કેમ બોલે છે? મને કંઇ થાય છે. બધું કહે.

મદન—હું જ્યારે નદી કિનારે પહોંચ્યો ત્યારે ત્યાં ફુઆજી અને મામાજી આવ્યા હતા. તે પછી લાકડાં લેવા ગયા. તે લાકડાં ગાલ્લામાં નંખાવી લઈ આવ્યા. ત્યાર પછી મોટી લાંબી ચાર નરાજો દાટી. તેમાં વચ્ચે ત્રણ જાડાં લાકડાં મૂક્યાં અને તેના ઉપર બીજાં લાકડાં મૂક્યાં.

મ્હને ખબર નહોતી કે આ બધું શું કામ થાય છે. સૂર્ય આ વખતે બરાબર નદી ઉપર જણાતો હતો. આજુબાજુ તડકો પડયો હતો. ત્યાં બધું ચુપચાપ હતું. પવનના સપાટા ફરફર આવતા હતા અને બધું બીક લાગે એવું હતું. થોડે થોડે દુર રાખના ઢગલાઓ પડયા હતા અને કોઇ કોઇ કુતરાંઓ આમતેમ દોડતાં હતાં અને ભસતાં હતાં. થોડીવારમાં ભાઇ અને બધા બાને લઇ આવી પહોંચ્યા. આવતાંની સાથે બે જણ બાને બાંધેલી તે નીસંડી લઇ નદીમાં બોળી આવ્યા. પછી પેલાં ગોઠવેલાં લાકડાં પાસે તે નીસંડી પરનું લુગડું છોડી નાખ્યું. પછી બે જણાએ મળી બાના ખભા આગળથી અને પગ આગળથી ઉંચકી અને જરા પણ દરકાર રાખ્યા વગરજ ઊંચેથી ધબ લઇને પેલાં લાકડાં ઉપર નાંખી. ત્યાર પછી વળી થોડાં લાકડાં, છાણાં, કાંટા એના ઉપર ગોઠવ્યાં. પછી મ્હને લઇ ગયા. ત્યાં રામચંદ્રે મ્હને નવડાવ્યો અને પછી પેલાં સીંચેલાં લાકડાં પાસે મ્હને બેસાડયો. કાંઇક ભણ્યા. પાણી મૂકાવ્યું અને મ્હને ઘેરથી દેવતા લાવેલા તેમાંથી થોડો પેલા કાંટા ઉપર મૂકવા કહ્યું. મ્હારાથી કાંઇજ બોલાયું નહીં. મ્હેં દેવતા મૂકયો અને કાંટા ભડભડ સળગ્યા. બે જણ પેલી નીસંડીમાંથી વાંસ કહાડી લઇ વારે વારે લાકડાં સંકોરતા હતા એ રીતે મધુરી ! આપણી બા બળી ગઇ. જ્યાં સુધી બધું થઇ રહ્યું ત્યાં સુધી અમે ત્યાં બેસી રહ્યા. પછી નદીમાં નાહ્યા અને ઘેર આવ્યા.

ગરીબ મધુરી ! એનાથી રડાતું પણ નહતું. બન્ને ભાઇબ્હેન એક બીજાની બાજુમાંજ ઊંઘી ગયાં.

૪

પરમાત્મા પરમ કૃપાલુ છે. એને સહુની ફીકર છે. ઉપલા બનાવ પછી થોડા દિવસમાંજ મણિરાયનું કુટુંબ મુકુન્દરાયના ઘરની પાસે રહેવા આવ્યું. એ બે કુટુંબને ડુમસમાંથી બહુજ સારો સંબંધ થયો હતો. બન્ને કુટુંબો ડુમસમાં સેનીટેરીયમમાં સાથેજ રહેતાં હતાં. મુકુન્દરાય ચંદ્રલક્ષ્મીને હવાફેર લઇ ગયા હતા અને મણિરાય ત્યાં પોતાની નવી પત્ની સાથે બે મહીનાની રજા ભોગવવા આવ્યા હતા. મુકુન્દરાયના કુટુંબમાં પોતે ચંદ્રલક્ષ્મી, મદન અને મધુરી એટલાં જણ હતાં અને મણિરાયના કુટુંબમાં એમનાં નવાં પત્ની, એમનો મન્મથ નામનો આગલી પત્નીનો છોકરો,

તથા ભૂમિજા નામની આગલી પત્નીની છોકરી એટલાં જણ હતાં. એ વખતે મન્મથની ઉમ્મર ચૌદ વર્ષની હતી અને ભૂમિજાને બારમું બેઠું હતું. મદનની ઉમ્મર અગીઆર વર્ષની હતી અને મધુરી આઠ વર્ષની હતી એ ચારે જણ સાથે રમતાં, ફરતાં હરતાં અને આનંદ કરતાં. એ દિવસથી એ ચારે જણામાં પરસ્પર બહુજ માયા બંધાઈ ગઇ હતી અને એક બીજાને કદી પણ ન ભૂલી જાય એવી દૃઢ ગાંઠ બંધાઇ ગઇ હતી.

મધુરી કોઇક કોઇક વાર મન્મથને ઉદાસ જોતાં એ ઉદાસીનું કારણ ન સમજતી પણ સેનીટેરીયમના વાડામાંથી થોડાં ફુલ વીણી લાવી મન્મથને આપતી. મન્મથ તેનું ગજરૂં ગુંથતો અને મધુરીને આપતો. કોઇક વાર મદન મધુરીને રમતમાં એકાદ તબડાકી લગાવી દેતો ત્યારે ભૂમિજા મદનને ઉધડો લેતી અને મધુરી રડતી ત્યારે મન્મથ એને શેતુર આપતો. એનું સાંત્વન કરતો અને મદનને ઠપકો દેતો. કોઇક વાર મન્મથ ભૂમિજાને વઢતો કે મીરાંબાના સામું કેમ બોલી, ત્યારે મધુરી મન્મથના સામું દયામણું મ્હોં કરી જોતી અને મન્મથનું મ્હોં ઉદાસ થઇ જતું.

ઘણી વાર મીરાંબા મદન અને મધુરીને ખાવાનું આપતાં અને એ બન્ને મન્મથ અને ભૂમિજાને આપતાં. મન્મથ એ ખાવાનું ન લેતો પણ કાંઇ બોલતો નહીં. ભૂમિજા મદન પાસે ભાગ પડાવતી અને ચટ મીરાંબાને પૂછવા જતી કે અમને તો ખાવાનું આપતાં નથી ને મદનને શેનું આપો છો ? મીરાંબા તરતજ ચીડવાઇ જતાં–હા તું મ્હારી સાસુ ખરીને, ત્હારા જેવી છોકરીને આપવાનું બહુ મન થાય એવું કેની ! જા, કહી દેજે.

મન્મથ આ સાંભળી બહુ દુઃખી થતો. આવી નાની બાબતમાં મીરાંબા આમ શું કામ કરતાં હશે. અમે એનું શું બગાડયું છે ?

એક વખતે ઘરમાં બિલાડી દૂધ પી ગયેલી અને મીરાંબા ભૂમિજાને ખખડાવતાં હતાં કે દુધ કેમ પી ગઇ? ગરીબ ભૂમિજા શું જવાબ દેવાની હતી. એણે કહ્યું મ્હેં નથી પીધું. મન્મથને ચોક્કસ ખાત્રી હતી કે એ ન પીએ. પણ કોણ જાણે નાદાન છે. વખત છે પીધું હોય. ઘરમાં મણિરાય આવ્યા. વાતનું વતેસર થયું. પણ મધુરીએ બિલાડીને રસોડાંમાંથી નીકળતી દેખેલી તેણે કહ્યું કે બિલાડી પી ગઇ હશે. થયું; પ્રવાહ બદલાયો. "આવો

મોટો હોલ્લો થયો. હવે કાંઇ નાની છે ? પહેલાં તો ત્હારા જેવડી છોકરીઓ સાસરે જતી. એટલું દૂધ ન સચવાયું." આવું આવું ઘણું થતું. આવું થાય ત્યાર પછી મન્મથ અને ભૂમિજા એક બીજાને વળગી એકલાં રડતાં. તે વખતે મધુરી ગમે તેમ કરી તેમને શોધી કાઢી, કાલું કાલું બોલી તેમને રડતાં રાખતી અને તેમને સમજાવી ચંદ્રલક્ષ્મી પાસે લઇ જતી. બધું કહી દેતી અને ચંદ્રલક્ષ્મી છોકરાંઓનું મન મનાવી, હસાવી પટાવી માની ખોટ પૂરી પાડતી. એ ચંદ્રલક્ષ્મી આજે આ અસાર સંસારને ત્યાગી ગઇ હતી. મધુરી અને મદન, ભૂમિજા અને મન્મથનાં જેવાંજ નમાયાં થયાં હતાં.

૫

મણિરાયનું કુટુંબ જ્યારથી પડોશમાં રહેવા અવ્યું ત્યારથી મદન અને મધુરી ઘણુંખરૂં ત્યાં જતાં. પહેલાંનો સ્નેહ ફરી તાજો થયો અને એ સ્નેહમાં માતાના મરણનું દુઃખ કાંઇક કમી થયું. ચંદ્રલક્ષ્મીના મરણ પછી મુકુન્દરાય ઘરમાં લક્ષ આપતા નહીં. એ હમ્મેશાં બેધ્યાન રહેતા. એમણે એક રસોઇઓ રાખી લીધો હતો અને દાણો સાફ રાખવો વિગેરે કામ સારૂ એક બાઇ રાખી લીધી હતી; અને બજારના કામકાજ સારૂ તથા ઘરમાં વાસણ પાણી કરવા સારૂ એક નોકર રાખી લીધો હતો. એ સહુ ઉપર ઘરનાં માણસ તરીકે નજર રાખવાનું કામ મધુરીને માથે આવી પડયું અને એ ડાહી છોકરી પહોંચી વળવા પ્રયત્ન કરતી અને કંઇક અંશે સફળ પણ થતી. દરરોજ રાતે સુતાં પહેલાં સઘળું જોઈ આવતી. ઘરમાં જે બન્યું હોય તેની મુકુન્દ-રાયને ખબર આપતી અને એ રીતે મુકુન્દરાયના ઘરમાં કાંઇક વ્યવસ્થા રહેતી.

મન્મથ અને ભૂમિજા પણ કોઇક કોઇક વાર મધુરીને ત્યાં આવતાં અને ચારેજણ ભરેલે હૈયે પોતાની ગત માતાઓની વાત કરી કાંઇક ઉભરો ખાલી કરતાં. આવી રીતે મધુરીની માતાનો વરસ દિવસ પૂરો થયો પણ મુન્કુદરાયની સ્થિતિમાં કાંઇ પણ સુધારો ન થયો. એક દિવસ મણિરાય મુકુન્દરાયને મળવા આવ્યા અને ત્યાં બન્ને મિત્રોએ પોતાની ગતપત્નીઓને સંભારી તેમના ગુણાનુવાદ ગાયા. અંતમાં જતાં જતાં મણિરાયે પોતાના અનુભવ પરથી મુકુન્દરાયને ફરી પરણવાની સલાહ આપી. મુકુન્દરાયને એ દુનિયાની નજરે ડહાપણભરેલું લાગ્યું પણ હૃદયે ના કહી. છતાં પરિણામે એ ફરી પરણ્યા.

૬

'દુ:ખનું ઓસડ દહાડા" એ પ્રમાણે જતે દિવસે મુકુન્દરાય અને છોકરાંઓનો શોક કાંઇક ઓછો થયો. આજે સહુ મન્મથને ત્યાં ચ્હા પીવા ગયાં હતાં. મન્મથ મૅટ્રિકયુલેશનની પરીક્ષામાં પહેલે નંબરે પાસ થયો હતો. મધુરીના મનને આજે શું આનંદ હતો! જાણે કે એજ પાસ થઇ હોય! મન્મથને ઇનામ આપવા એણે મુકુન્દરાયને કહી મદનભાઇ પાસે એક રેશમી રૂમાલ મંગાવ્યો હતો. તેના ઉપર એણે પોતે હાથે બે નામ ભર્યાં હતાં. "મધુરી—મન્મથ."

મન્મથને ઘેર સહુ એકઠાં થયાં. મન્મથની હોંશિઆરીના વખાણ થયાં. મુકુન્દરાયે કહ્યું "છોકરો બહુ હોંશિઆર છે. ૪૦૦૦ છોકરામાં પહેલા આવવું એ સાધારણ વાત નથી. મણિરાય! એને વિલાયત મોકલજો."

મીરાંબા વચમાંજ બોલી ઊઠયાં. "પણ, ના મુકુન્દરાયભાઇ! એની બધી હોંશિઆરી ભણવામાંજ છે. ઘરકામમાં તો ભાઇને જરા પણ ધ્યાન આપવુંજ નહીં. એટલી મહેનત કરીને તો ગદ્ધા પણ પાસ થાય."

મણિરાયનું મોઢું જરા કડવું થયું. સહુ ઉપલા ભાષણથી ચુપ થઇ ગયા પણ વચમાંજ મધુરીએ બટકબોલાપણું કર્યું અને બોલી ઊઠી "પણ મીરાંબા! મન્મથ ભાઇને ચાર પગ, ટુંકી પુંછડી ને લાંબા કાન કયાં છે?" સહુ હસી પડ્યાં. ફરી આનંદથી વાતે વળગ્યાં.

મધુરીએ મન્મથને રૂમાલ ભેટ આપ્યો. મન્મથે તે સાચવી ગજવામાં મૂકયો. વાર તે ભીની આંખે મધુરીના સામું જોઇ રહ્યો.

મધુરી હસી પડી અને બોલી "શું જોય છે? મને લાંબા કાન નથી અને વાંકી પુંછડી પણ નથી." આ શબ્દની મન્મથ ઉપર અવળી અસર થઇ. એની બન્ને આંખમાંથી ડબ, ડબ આંસુ ખરવા મંડ્યાં. મધુરી એકદમ મન્મથની પાસે ગઇ. એણે મન્મથનો હાથ ઝાલ્યો અને બધા બેઠા હતા તે ઓરડામાંથી ચાલવા માંડયું. સહુ વાતમાં બેઠેલાં હતાં. કોઇનું એના તરફ ધ્યાન ન હતું.

મધુરી ઘરની પાછળ મન્મથને વાડામાં લાવી. મન્મથને ગળે વળગી પડી. એણે પણ રડવા માંડયું. મન્મ મ ર મધુરી રડી હતી. મન્મથે

ધીરજ રાખી મધુરીને ધીમેથી પોતાનાથી છૂટી કરી. મધુરીની આંખ મન્મથે લૂછી. મન્મથે મધુરીનું મ્હોં ઊંચું કરી મધુરીને એક ચુંબન કર્યું. મધુરી રોતી રહી ગઈ. એણે મન્મથને પૂછ્યું. "હું બોલી તેમાં ત્હને કેમ રોવું આવ્યું ? મ્હેં રોવા માંડયું ત્યારે તું કેમ રહી ગયો ?" મન્મથે કાંઈજ જવાબ દીધો નહિં પણ કહ્યું કે "મ્હારે હવે કોલેજ જવું પડશે." મધુરીએ કહ્યું "જજે." મન્મથ કહે "હું જઈશ તે ત્હને ગમશે" ? મધુરી કહે "તું ભણવા જાય તો મ્હને શા માટે ન ગમે" ? મન્મથ કહે, "વારૂ, ભૂમિજા બ્હેન અહીંજ રહેશે તે તારી સંભાળ રાખશે". મધુરી કહે, "ના, હું એની સંભાળ રાખીશ."

મન્મથ—વારૂ ત્યારે તેમ કરજે.

મીરાંબાનો અવાજ આવ્યો. "મન્મથભાઈ! ઓ મન્મથભાઈ !" મન્મથ બોલ્યો, "ઓ મીરાંબા ! શું કહો છો ?

મીરાંબા કહે "મધુરી ક્યાં છે ? મુકુન્દરાયભાઈ જાય છે." મધુરી મન્મથ સાથે બધા બેઠાં હતાં ત્યાં આવી. મુકુન્દરાય સહુ સાથે "પધારજો, આવજો"ના સત્કાર સાથે વિદાય થયા.

૭

ઉપલી વાતને આજ ચાર વર્ષ થઈ ગયાં હતાં. મધુરી હવે બાર વર્ષની બાળકી ન હતી. એને પૂરાં સોળ વર્ષ થયાં હતાં. હવે મુકુન્દરાયના ઘરનો સઘળો ભાર એણે ઉપાડી લીધો હતો. મુકુન્દરાયને હજુ એને પરણાવવાનો વિચારજ આવ્યો ન હતો. એની બ્હેનપણી ભૂમિજા પણ પરણી ગઈ હતી અને મીરાંબાના ત્રાસમાંથી છુટી હતી. એને ભાસ્કરરાવ બહુજ સારો વર મળ્યો હતો. ભૂમિજા હાલમાં મુંબઈ રહેતી હતી. મદન પણ મેટ્રીકયુલેશનની પરીક્ષા પાસ કરી મુંબાઈ એલફીન્સ્ટન કોલેજમાં ગયો હતો. મન્મથ તો ભૂમિજાના લગ્ન પછી રજામાં પણ સુરત આવતોજ નહિં અને તેથી મદન પણ કોઈક કોઈક રજામાં સુરત ન આવતો. મધુરીને એ ચાર વર્ષ ગાળવાં ઘણાંજ અઘરાં થઈ પડયાં. વારંવાર એને ચંદ્રલક્ષ્મી સાંભરતી, મન્મથ યાદ આવતો, મદનના ભવિષ્ય માટે વિચાર થતો; પિતાની સ્થિતિની દયા આવતી. આ સર્વની અસર મધુરીના શરીર

ઉપર થઇ અને ઝીણા તાવે એના શરીરમાં ઘર કર્યું. એ તેને ગણકારતીજ નહોં પણ જુવાનીમાં એનું શરીર વધવાને બદલે દિવસે દિવસે ગળાવા લાગ્યું. આ ફેરફાર એકવાર અચાનક મુકુન્દરાયના ધ્યાનમાં આવ્યો. એણે વૈદ્યને તેડવા મોકલ્યું. વૈદ્યરાજ આવ્યા. મધુરીની નાડ તપાસી પડીકાં બાંધ્યાં ને મધુરીને ત્યાંથી જવાનું કહ્યું. ત્યાર પછી વૈદ્યરાજે મુકુન્દરાયને પૂછ્યું કે "મધુરીની ઉમ્મર કેટલા વર્ષની થઈ?" મુકુન્દરાયે જવાબ દીધો કે "સોળ પુરાં થઈ આવતા માહમાં એને સત્તરમું બેસશે." વૈદ્યરાજે સવાલ પૂછ્યો "એનો વિવાહ ક્યાં થયો છે?" મુકુન્દરાયના ધ્યાનમાં તરતજ વાત આવી. "હા વૈદ્યરાજ! આવતા વૈશાખમંજ મધુરીનાં લગ્ન કરી દઈશ." મ્હારા ધ્યાનમાંથીજ એ વાત નીકળી ગઈ હતી. થયું. વૈદ્યરાજ ગયા ને સાથે મધુરીનું લગ્ન પણ નક્કી કરતા ગયા. પણ કોની સાથે? મુકુન્દરાયને વર વિષે વિચાર આવવા લાગ્યા. "ફલાણો? ના, એ મધુરીને લાયક નથી. ફલાણો? ના, એ તો ક્ષયવાળો છે. ફલાણો બહુજ ગરીબ છે. ફલાણો દેખીતો બહુજ ખરાબ છે." છેવટે મન્મથ ખ્યાલમાં આવ્યો. પણ સાવકું? મધુરીને પૂછવા વિચાર કર્યો. તરતજ મધુરીને બોલાવી પૂછ્યુ. કેમ, ત્હારો વિવાહ મન્મથ સાથે કરીએ? મધુરી શું જવાબ દે? એના મ્હોં ઉપર લાલી ચઢી આવી. મુકુન્દરાયે આગળ પૂછ્યું નહિં પણ કહ્યું, "જા, ત્હારો વિવાહ મન્મથની સાથે કરીશું. મુકુન્દરાયે તરતજ મણિરાયને તેડવા મોકલ્યું. બન્ને મિત્રો મળ્યા અને નક્કી કરી દીધું. બીજે દિવસે રિવાજ પ્રમાણે માગાં થયાં અને મધુરી અને મન્મથનો વિવાહ થયો. સાથે સાથે મણિરાયના કહેવાથી મુકુન્દરાયે મદનનો વિવાહ પણ એમની નવી સાળીની છોકરી સુમતિ સાથે કરી દીધો.

## ૮

આજે તો મન્મથને સોનાનો સૂરજ ઊગ્યો હતો. સાસરે જમવા જવાનું હતું અને આજેજ એ બી. એ.ની પરીક્ષામાં પહેલે નંબરે પાસ થયો હતો. મધુરી હવે મોટી થઈ હતી. ઘરમાં રસોઇયાની જરૂર ન હતી. એણેજ રાંધ્યું હતું અને પીરસનાર પણ એજ હતી. મુકુન્દરાયની તબીયત ઠીક ન હતી. એ ઉપર સુતા હતા. મન્મથ અને મદન જમવા

નીચે ઉતર્યા. મધુરીની ભાભી પણ આજે જમવા આવી હતી તેણે થાળ માંડયા. અથાણું મીઠું પીરસ્યું. ન્હાવાની ઓરડીમાં અંઓટીયાં ટુવાલ મુકી આવી. મદન અને મન્મથ ન્હાવા ગયા.

સુમતિ અંઓટીયાં ટુવાલ મૂકી પાછી વળતી હતી. મન્મથે મદનના સામું જોયું અને એનાથી હસ્યા વગર રહેવાયું નહિં. બન્ને જણા ન્હાયા. પાટલે જમવા બેઠા. ભાભીને પણ મધુરીએ સાથેજ બેસાડી દીધી હતી. જે મધુરી મન્મથને તું કહીને બોલાવતી, મન્મથને ગળે વળગતી તે મધુરીનામાં આજ શું ફેરફાર! એ મન્મથના સામું પણ નથી જોઈ શકતી. કદાચ આંખ મળી ગઇ તો એ પોતાનું લાલચટક થઇ ગયેલું મ્હોં ચટ ફેરવી નાંખે છે. મન્મથના થાળમાં કાંઇ થઈ રહ્યું હોય તો તેના તરફ પણ એનું ધ્યાન નથી રહેતું. મદન કહે કે "ફલાણું મન્મથભાઈને મૂકજે" ત્યારેજ તે મૂકે છે. મન્મથના મનમાં પણ ઘણીવાર એજ જમતાં જમતાં આવ્યું કે મેટ્રીકયુલેશનમાં પહેલો આવ્યો ત્યારે રૂમાલ મળ્યો હતો. B. A.માં પહેલો આવ્યો. પૂછું કે હવે શું આપશો? પણ જીભ ઉપડતી નહીં. તો પણ એનાથી મદનને પૂછ્યા વગર ન રહેવાયું. મેટ્રીકમાં રૂમાલ આપ્યો ત્યારે આ વખતે તમારી બ્હેન શું આપશે. મદને તરતજ મજાક કરી કે મ્હેં બ્હેનને હજુ પૂછ્યું નથી. તમે કયાં એની સાથે બોલતા નથી. પૂછી જુઓને. મન્મથ-હવે તો એ મ્હારા સામું પણ કયાં જુએ છે; તો પછી બોલવાની તો વાતજ કયાં? મધુરીના મ્હોંએ શબ્દો હોઠ સુધી આવતા પણ એ હોઠો હવે સીવાઈ ગયા હતા. શબ્દો પાછા ગળામાંજ ગુંગળાઈ જતા અને એ મનમાં બહુ મુઝાતી; પણ એ મુંઝવણ એને ગમી. એ મુંઝવણ એને મીઠી લાગી. મનમાં બહુએ થતું કે વ્હાલાને વઢું અને લુચ્ચાના ગાલ પર એક નાની સરખી તબડાક લગાવી દઉં પણ બધું મનનું મનમાંજ સમાઇ જતું અને એને શંકા થતી કે જ્યારે એકલા મળવાનો પ્રસંગ આવશે ત્યારે આ બધું સંભારીને હું એની સજા એને કરી શકીશ કે નહિં? બધા જમી ઊઠયા. પાન ખાઈ મન્મથ મુકુન્દરાયની પાસે ગયો. મધુરી જમવા બેઠી હતી.

૯

વૈશાખ સુદ સાતેમે મધુરીનાં લગ્ન મન્મથ સાથે થયાં અને વૈશાખ વદ નોમે મદનનાં લગ્ન પણ સુમતિ સાથે થયાં. મીરાંબા લગ્ન ખૂબ મ્હાલ્યાં કારણ કે એમને એજ લગ્ન મ્હાલવાનાં હતાં. એમને કાંઈ હજુ સુધી સંતતિ ન હતી અને અને આગળ ઉપર થવાનો સંભવ પણ ન હતો મધુરીને લગ્ન પછી બે મહિનામાંજ સાસરે રાખી. મુકુન્દરાયને છોકરીને સાસરે મોકલતાં આંખમાંથી આંસુ આવ્યાં પણ મધુરીએ સુમતિને સમજાવી હતી અને તેજ દિવસથી એ પણ સાસરે રહેવાની હતી. તેને બતાવી મધુરીએ કહ્યું. "ભાઈ! આજથી એનેજ મધુરી માની લેજો." મુકુન્દરાય કાંઈ બોલ્યા નહીં. મધુરી મીરાંબા સાથે સાસરે આવી. મીરાંબાએ આજે સહુ તૈયારી કરી રાખી હતી. એ બિચારી મધુરીને અંતઃકરણ પૂર્વક ચાહતી હતી પણ મન્મથની સાથે વિના કારણેજ બારમો ચંદ્રમા હતો મન્મથ કહે કે ઉત્તર, ત્યારે મીરાંબા કહે કે દક્ષિણ. મન્મથ કબૂલ થાય ત્યારે કહે કે પશ્ચિમ. આવી પરિસ્થિતિ સુડી વચ્ચેના સોપારીના જેવી હતી. પણ આજ મધુરીની કસોટીની ખરી વેળા હતી. ચંદન જેમ જેમ ઘસાય તેમ તેમ સુગંધી પ્રસારે. ઝાડ પોતે તડકો વેઠે છે અને બીજાને છાંયો આપે છે.

રાત્રિ પડી. મધુરીને મીરાંબા જાતેજ એને માટે શણગારેલા ઓરડામાં લઇ ગયાં.

૧૦

મન્મથ અને મધુરી પાછાં મળ્યાં. અત્યારે બન્ને એકલાંજ હતાં. મધુરી પાસે B. A.માં પહેલા આવ્યાનું ઇનામ માંગવાનું હતું. મધુરીને મન્મથે મજાક કરેલી તેની સજા કરવાની હતી.

પાંચ મિનિટ થઈ. દશ મિનિટ થઈ. પા કલાક થયો પણ બેમાંથી એકકેના મ્હોંમાંથી શબ્દ નીકળેજ નહિં. બન્નેની નજર એક બીજા તરફ હતી પણ કોઈ બોલે નહિં. શું અતિશય આનંદને લીધે એ લોકોના મ્હોં બંધ થઈ ગયાં હતાં? એકાએકજ મધુરીની આંખમાં આંસું આવી ગયાં. એના બન્ને ગાલ ઉપર આંસુના રેલા ઉતર્યાં. મન્મથ કહે "આ શું? મધુરી!

શા માટે આમ? તને અહીં ગમતું નથી? ઘેર જવું છે? ત્હને લઈ જાઉં? ઘેર મુકી આવું?" એ ઊઠયો. મધુરીની પાસે ગયો. ધીરે રહી એણે મધુરીનો હાથ પકડયો. મધુરીએ માથું એના ખભા ઉપર નાખી દીધું. એ ડુસકાં ખાવા લાગી. મન્મથે ધીમેથી મધુરીના ગાલ પર એક ચુંબન કર્યું. મન્મથ કહે "શા માટે રૂવે છે?"

મન્મથની આંખમાં પણ આંસુ આવી ગયાં. એનાથી પણ આગળ બોલાયુંજ નહીં. થોડી પળ આમજ એ લોકોએ ગાળી. એ લોકો મ્હોંએ બોલતાં ન હતાં પણ એ લોકોના હૈયેહૈયાં વાત કરતાં હતાં. એ લોકોનાં ડુસકેડુસકાંમાં કંઇ અવનવી એક બીજાનાં મનની સ્પષ્ટતા અનુભવાતી હતી.

આખરે મધુરી રોતી રહી. મધુરી—ત્યારે મન્મથ! ત્હારે શું ઇનામ જોઇએ છે. આટલા દિવસ ન બોલાયું તે ગુસ્સે તો નથી થયોને?

મન્મથ ચકિતજ થઈ ગયો. એનાથી ચટ બોલાઈ ગયું કે મ્હને ઈનામ મળી ગયું.

મધુરી—શું મળ્યું? મ્હેં તો કાંઈ આપ્યું નથી?

મન્મથ—હમણાંજ આપ્યુંને?

મધુરી—શું? હા, પણ હું તો ભૂલીજ ગઈ. હવે તમે તો મ્હારા સ્વામી અને હું તમારી દાસી. માફ કરજો. મ્હારાથી ભૂલમાંજ ન્હાનપણની ટેવને લીધે તમને તું કહેવાઈ ગયું.

મન્મથને ખૂબ હસવું આવ્યું. મન્મથ—"હા હા, ધપ્પો મારી પાઘડી બંધાવતાં તો બહુ સારૂં આવડે છે. એમ ને કાંઈ માફ કરાશે કે?" મ્ધુરી શરમાઇ ગઇ. શું બોલવું તે એને સુઝયું નહીં. તો પણ એણે કહ્યું કે–"વારૂ, તમારે ઇનામ ન જોઇતું હોય તો રહ્યું; પણ મ્હારે તો તમને સજા કરવાની છે, તે કર્યા વગર નહિં ચાલે.

મન્મથ—સજા! હા! હા! વળી એ હસ્યો. મધુરી વધારે ગુંચવાઇ. એ મન્મથ પાસેથી આઘી ખસી ગઈ. બારીએ જઇને ઉભી રહી. મન્મથ એની પાછળ ગયો. મન્મથે એનો હાથ પકડયો. મન્મથ—હવે બહુ થયું. આટલી સજા ઓછી છે? મને ઇનામ પણ મળ્યું અને સજા પણ થઈ ચૂકી.

મધુરી—શું ? મન્મથ—ત્હેં મારી સાથે તુંથી વાત કરી તે ઇનામ અને પછી મ્હને સ્વામી કહી મ્હારી દાસી થઇ કહ્યું તે સજા.

મધુરી—ના, પાછલું કહ્યું તે ઇનામ ને આગલી સજા અને હવે ઇનામ આપ્યું તે પાછું નહિં લઉં. માટે હમ્મેશાં હું હવેથી તમને તમેજ કહીશ. સજા કરવાનું મન થશે ત્યારે તું કહીને બોલાવીશ.

મન્મથ—વારૂ, ત્યારે મ્હારા સ્નેહની દેવી ! એવી સજા ખમવા જેવા ગુન્હા તો હું રોજ કરીશ.

મધુરી—ત્યારે સજા કરીશું.

મન્મથે મધુરીનો હાથ પકડી ખેંચી. પોતાના તરફ ખેંચવા પ્રયત્ન કર્યો.

મધુરી—જા, જા, આઘો ખસ. આ શું ? શરમ નથી લાગતી ?

પણ મન્મથના હસવા સિવાય બીજો જવાબજ ન મળ્યો. એના હાથ મધુરીની આજુબાજુ ફરી વળ્યા. મધુરીથી પણ એની મેળેજ મન્મથના ગળાંમાં નંખાઇ ગયા. × × × × ×

૧૧

મધુરી સ્હવારમાં વ્હેલી ઉઠતી. ચોટલોચાંલ્લો કરી નીચે ઉતરતી. ચુલો સળગાવતી. ગરમ પાણી થાય એટલે નાહી લેતી અને બે માળા ફેરવી લેતી. તેટલા વખતમાં ઘરમાં સહુને ઉઠવાનો વખત થાય. બે લોટા ભરી એ ચોકમાં દાતણપાણી કરવા બે પાટલા માંડતી. તેમાં એકમાં એ ડાહી વહુ સસરાજીને માટે દાતણ છુંદીને મૂકતી. મરદો દાતણ કરી રહે એટલી વારમાં ચ્હા તૈયાર કરી ચલાણું ભરી સહુને આપતી. ત્યાર પછી સાંતરૂં કાઢી લાવી રાંધવાની તૈયારી કરતી. એટલા વખતમાં મીરાંબા નાહી લેતાં અને પૂજા કરી લેતાં. વહુને બહુ મહેનત ન પડે એવા હેતુથી રાંધતાં મીરાંબાજ. ન્યાયને ખાતર એટલું તો કહેવુંજ પડશે કે વહુને બીજું બતાવીએ પણ ચુલો ન બતાવીએ એવો એનો મુદ્દો ન હતો. બરાબર સાડા દસ વાગે જમવાની સહુ તૈયારી થઈ જતી. મધુરી પાટલા માંડતી. થાળીમાં અથાણું મીઠું મુકી લોટા ભરતી. બાર વાગ્યા પહેલાં તો મધુરી અને મીરાંબા પણ જમી લઈ સઘળાં કામથી પરવારી જતાં. ત્યાર પછી થોડી વાર મધુરી

મીરાંબા સાથે બાજે બેસતી, વાત કરતી અને ત્રણ વાગે પીયેર જતી. ત્યાંથી બરાબર ચાર વાગે પાછી આવી સાડાચાર વાગે ન્હા કરી સાંજની તૈયારી કરવા દાણાના ઓરડામાં જતી. ત્યાં સઘળું એ વેળા એ બગડતું સમરતું જોતી અને સાંતરૂં કાઢી લગભગ સાડા છ વાગે રાંધવાનું શરૂ કરતી. સાંજે એજ રાંધતી–સાડા સાત અને આઠની વચ્ચે સહુ પરવારી જતાં અને બધાં ત્યાર પછી દિવાનખાનામાં બેસતાં અને ત્યાં કાંઇ કથા, પુરાણ કે ન્યુસપેપરમાં કાંઈ જાણવા જેવું હોય તો તે મણિરાયભાઇ વંચતાં અને સહુ સાંભળતાં. રાત્રે સાડા નવ વાગે સહુ પોતપોતાના ઓરડામાં સુવા જતાં.

૧૨

આ પ્રમાણેનાં નિયમિત બે વર્ષનાં જીવન પછી મધુરીને માતા થવાનો પ્રસંગ આવ્યો. આ પ્રસંગજ સ્ત્રીઓના જીવનમાં કાંઇક કારમો હોય છે. આ વખતે સ્ત્રીના જીવનનો બહુ ભરોસો રહેતો નથી. નવ માસ પૂરા થયા અને એવામાંજ શહેરમાં ઇન્ફ્લુએન્ઝા ચાલ્યો અને મધુરી એમાં સપડાઇ પડી. મન્મથના મનમાં ધ્રાસકો પડ્યો. મુકુન્દરાયનો જીવ ઉડી ગયો અને મણિરાય, મીરાંબા અને સહુ ચિન્તામાં પડયાં. ડાકટર બે વાર આવતો. કલાકે કલાકે દવા આપવામાં આવતી હતી. મીરાંબા ખાટલા ઉપર બારે ઘડી ને બત્રીશે પ્હોર અડયાં ને ઝડયાં રહેતાં અને સારવાર બહુ સારી કરતાં. મુકુન્દરાય પણ આવીને બેસતા. આ પ્રમાણે દરદીની પાસે કોઇકનું કોઇક હોયજ.

મન્મથ ! એના મનમાં ઘણું એ થતું કે એ ખાટલા ઉપર બેસે; મધુરીને એજ દવા આપે; પણ માથે મ્હોટાં બેઠાં હતાં. ન કરે નારાયણ ને કાંઇ નવું થાય તો એક બીજાંના મનની મનમાંજ રહી જાય. મળ્યા વગરજ—એનાં મનની અંતિમ ઇચ્છા જાણ્યા વગરજ—નિત્યનો વિયોગ. પ્રભુ ! એનો વિચારજ કેમ થઇ શકે. હવે તો પ્રભુ ! તું સામું જુએ તો સારૂં.

ઇન્ફ્લુએન્ઝાના હુમલા પછી બરાબર નવ દિવસે મધુરીએ બે બાળકને જન્મ આપ્યો. એક પુત્ર અને એક પુત્રી. પુત્ર જન્મથી ઘરમાં કોઇને હર્ષ ન હતો. સહુનાં લોહી ઉડી ગયાં હતાં. મધુરી મરણ પથારીએ હતી—

મન્મથ બિચારો એકલો એકલો છાનોમાનો આંસુ સાર્યાં કરતો. આખરે ઇશ્વરે સામું જોયું. મધુરીની તબીયતમાં બરાબર વીસ દિવસે સુધારો થવા માંડ્યો. એ સારી થઈ પણ હજુ નબળાઇ બહુ હતી. ડાકટરે એને હવાફેર લઇ જવાની સલાહ આપી. મીરાંબાના વિચારને અનુસરી મન્મથ અને મધુરીને ડુમ્મસ મોકલ્યાં. સેનીટેરીયમમાં ઓરડી ભાડે રાખી હતી ત્યાં તેઓ આવ્યાં પણ આગલી સ્મૃતિ તાજી થઇ. માતા સાંભરી અને મધુરીની તબીયત સુધરવાને બદલે પાછો ઉથલો ખાવાની વકી લાગી. મન્મથે કારણ સમજી લઇ પોતાના મિત્ર હસમુખલાલનો બંગલો રાખ્યો અને ત્યાં રહેવા ગયાં. આ વખતે હસમુખલાલ પણ એજ બંગલાના બીજા ભાગમાં રહેતા હતા.

## ૧૩

આજે હસમુખલાલના ઘરમાં નવોજ રંગ ઝામી રહેલો હતો. હસમુખલાલની લાડઘેલી પત્ની કુસુમ રીસાઇ બેઠી હતી. ખાવા પીવાનું કશું કર્યું નહોતું. હસમુખલાલે બહુજ મનાવવા પ્રયત્ન કર્યો પણ નિષ્ફળ. બિચારો હસમુખલાલ સહવારનો ભૂખ્યોજ હતો. મન્મથ બપોરે જમી હસમુખલાલની પાસે આવ્યો. તેને ખબર પડી કે હસમુખલાલે ખાધું નથી. એણે પણ કુસુમને સમજાવવા બહુ પ્રયત્ન કર્યો પણ મેરૂ ચળે તો કુસુમ ચળે. ન જવાબ દે કે ન કશું કરે. મન્મથ હસમુખલાલને પોતાને ઘેર લઇ ગયો. મધુરીને સહુ વાતની ખબર પડી. માંદી મધુરીએ હસમુખ-લાલને જમવા માટે ભટ પાસે રંધાવ્યું. હસમુખલાલ જમ્યા. પણ કુસુમને શી રીતે જમવાનું કહેવું ? કંઇ ભૂખી રખાય ? મધુરીએ કુસુમને બોલાવવા માણસ મોકલ્યું. શું એના તેડાંમાં જાદુ હતું ! કુસુમ તરત આવી. મધુરીએ જમવાનું કહ્યું. એણે તરત જમી લીધું. મન્મથ અને હસમુખલાલ આગલા ઓરડામાં બેઠા હતા. મધુરીએ કુસુમને પૂછ્યું. " કુસુમબહેન ! અમારા પર આટલા બધા ગુસ્સે થવાનું શું કારણ ?" કુસુમ એકદમ શરમાઈ ગઈ અને જવાબ દીધો કે "હું તમારા ઉપર ક્યાં ગુસ્સે થઇ છું ?"

મધુરી—ત્યારે કોના ઉપર ગુસ્સે થયાં છો ?

કુસુમ—જેના ઉપર હમારો હક હોય તેના પર.

મધુરી—ત્યારે હમારા પર તમારો હક નહિં કે ?

કુસુમ--ખરો, પણ વધારે હક તો એના ઉપરજ કેની ?

મધુરી--પણ એવું એણે શું કર્યું કે આટલી બધી સજા કરવી પડી?

કુસુમ--રોજ પારકી બાયડીઓનાં વખાણ કરે છે અને અમને ગાંડા-માંજ ગણી કાઢે છે. ત્યારે જાઓ અમે અમારે ગાંડા તો ગાંડા. ડાહી બાયડી કરો. તે તમારૂં બધું કરશે. અમે અમારે મરી જઇશું.

મધુરી--તમે કહો છો પણ હમણાજ એ તો એમ કહેતા હતા કે કુસુમ બિચારી બહુ ભલી છે. માટે મ્હારે એને દુનીઆદારીની તાલીમ આપવી છે. બાકી રૂપગુણમાં તો એ સત્યભામા છે.

કુસુમને આવું આવું કાંઇ કહ્યું અને સમજાવી પટાવી મનાવી. હસમુખલાલના કાનમાં મોહમંત્ર મૂકયો કે કુસુમને ચઢાવીને કામ લેવું અને મધુરીએ એ ઘરનો કજીઓ હમ્મેશને માટે ટાળ્યો.

## ૧૪

મધુરી અને મન્મથ સુરત આવ્યાં. મીરાંબા અને મણિરાય મધુરીની તબીયત સુધરેલી જોઇ બહુ રાજી થયાં પણ ઇશ્વરને સુખી કુટુંબની જરૂર લાગી. સુરતમાં પ્લેગ ચાલ્યો. પહેલાં મીરાંબાએ આ ક્ષણભંગુર દેહનો ત્યાગ કર્યો. એજ પ્લેગમાં મુકુન્દરાય પણ પોતાની ગતપત્નીને મળવા સ્વર્ગે ગયા. મધુરીના દુઃખનો પાર રહ્યો નહીં. એ દુષ્ટ પ્લેગના સપાટામાંથી મદન અને સુમતિ પણ ન બચ્યાં. બન્ને ન્હાની વયમાંજ મૃત્યુ વશ થયાં. ત્યાર પછી બરાબર પંદર દિવસે મણિરાયે પણ પ્લેગમાંજ આ સંસારનો ત્યાગ કર્યો. અને મન્મથને પણ એ દુષ્ટ રોગે ન છોડયો. એને પણ એ લઇ ગયો. ગરીબ મધુરી! તારી શી સ્થિતિ! પણ ના. ઇશ્વર દયાળુ છે. મન્મથના મહિનામાંજ એણે પણ આ અસાર સંસારનો ત્યાગ કર્યો.

## ૧૫

પ્રિય વાંચક! બન્ને કુટુંબ ઉપડી ગયાં. મધુરી પણ ગઇ. પણ ના, હજુ મધુરી મરી નથી ગઇ. ત્યારે ત્હારે એને જોવીજ છે? જો, આ ચંદ્રમા એજ એનું મુખ છે—એની કાંતિ એવીજ મીઠી ને શીતળ હતી. આ ઝાક-

ળથી છંટાયલું કમળ જો–એની અશ્રુપૂર્ણ આંખ પણ એવીજ હતી. આ કુમુદ જો. એના જેવીજ એ વિમલ હતી. ત્હારે એની નિર્દોષતા અનુભવવી છે? તું વનનાં મૃગલાંને પાળ. ત્હારે એના સ્વભાવની સુવાસના લેવી છે? માલતીના ગુચ્છને ત્હારી પાસે રાખ. ત્હારે એની જ્યોત્સ્ના જોવી છે? જો, જો, આ જુઇના સામું જો. એ એવીજ હતી. એનું ટુંક જીવન પણ અનંત જીવનમાં પરિવર્તન પામ્યું છે. મર્ત્ય સ્વભાવનાં જગતમાં પણ એ અમર્ત્યની ભાવના આણી ગઇ છે અને આ સંસાર ક્ષારાર્ણવમાં એ એના સ્વભાવની મીઠાશ સુધાની સેરમયજ પ્રકૃતિનાં આટલાં બધાં અંગોમાં મૂકી ગઇ છે. પ્રલય પર્યંત એ સેરનું વહન અસ્ખલિત રહેશે અને કાંઇક જીવનોમાં મીઠાશ આણશે. પ્રભુ અખંડિત રાખો એ અમરત્વ—અસ્તુ.

# મ્હારો વર

## ૧

મ્હને યાદ છે, બરાબર યાદ છે કે હું છેક ન્હાની હતી ત્યારે એક દિવસે માશી મ્હારે ત્યાં આવ્યાં હતાં. તે કાંઇ મ્હારા વિવાહની વાત કરતાં હતાં. માશીએ મ્હારી બાને કહ્યું "સવિતા ! સરલાનો વિવાહ કરવો છે ?" મ્હારી બાએ કહ્યું કે કરીએ પણ હજુ બહુ ન્હાની છે અને વળી માંગાં પણ જોઇએ તેવાં ક્યાં આવે છે ? માશીએ કહ્યું "આજ હું એક એવું માંગું લાવી છું કે તેથી ત્હારૂં મન પણ રાજી થાય. પણ વિવાહ તું કરીશ ખરી ? મ્હારૂં માને તો લક્ષ્મી ચાંલ્લો કરવા આવે ત્યારે મ્હોડું ધોવા ન જઇએ." પછી મ્હારી બાના કાનમાં કાંઇક કહ્યું. પણ મ્હેં તે સાંભળ્યું નહિં. મ્હારી બા જરા ખુશ થઇ. તેણે કહ્યું "હા, ઘર તો સારૂં છે. વર પણ સારો છે. બધું ઠીક છે પણ"—માશીએ વચમાંજ કહ્યું "પણ બણ કાંઈ નહિં, આવું માગું ફરી નહિં આવે અને વળી બીજા છે પણ ક્યાં ? કોઇમાં કંઇ તો કોઇમાં કંઇ વાંધો ખરોને ખરોજ. પણ એકંદરે આ ઠીક છે." મ્હારી બાએ કહ્યું "પણ બ્હેન ! તું કહે છે તો ખરી પણ છોકરો ઘણું ખરૂં શરીરે ક્યાં સારો રહે છે ? માશીએ કહ્યું કે " એની મેળે સારો થશે અને ક્યાં વિવાહ ર્ક્ય કે પરણાવી દીધી ? "

ઉપર પ્રમાણે વાત થયા પછી એક બે દિવસમાંજ મ્હેં મ્હારા ઘરમાં સાંભળ્યું કે મ્હારો વિવાહ ગજાનંદપ્રસાદને ત્યાં થયો અને માંગાનો દિવસ પણ કાલનો રાખ્યો છે. પછી મ્હને એમ પણ યાદ છે કે બીજે દિવસે કેટલાંક માણસો સારાં સારાં લુગડાં પહેરી આવેલાં અને મ્હારે ઘેર ન્હા પણ કરેલી. પછી મ્હને સારાં સારાં લુગડાં પહેરાવી મ્હારી બાએ મ્હને તેઓની સાથે મોકલી. પણ મ્હને યાદ છે કે હું બાળક તે મ્હને તેઓની સાથે જવું ગમ્યું નહિં; પણ ગઇ ત્યાં બધાંજ મ્હને નવાં લાગ્યાં. કોઇ મ્હારૂં મળેજ નહિં અને મ્હને કેવું રોવું આવ્યું ! હું કેટલું રોઇ ! ત્યારે ઇન્દુ છાનો માનો કોઇ હતું નહિં તે વખતે કેવો મ્હારી પાસે આવ્યો અને એણે કેવું દયામણું

મ્હોં કરી મ્હારા સામું જોયું! પછી હું રોતી રહી ગઈ અને મ્હારાં સાસરીઆંએ સાંજે મ્હને પાછી ઘેર મોકલી દીધી. હું ઘેર ગઇ પણ શું વિચાર કરતી હતી? ત્યાં મ્હારૂં કોણ હતું? કોઇજ નહિં. એ કોણ હતો અને મ્હારા સામું કેમ જોતો હતો?

૨

મને હજુ યાદ છે કે ઉપલી વાત બની ગયા પછી મ્હારે કોઇ કોઈ વાર તે ઘેર જવું પડતું. ત્યાં મ્હને સારૂં સારૂં જમવાનું મળતું. ત્યાં જવું હોય ત્યારે મ્હારી બા મ્હને સારાં સારાં કપડાં પહેરાવતી અને પછી મ્હને ત્યાં જવું કાંઇક ગમતું. પણ પેલો ક્યાં ગયો? તે મ્હને ખબર ન પડી. મ્હારી આંખ આમતેમ એની શોધમાં ફરતી પણ તે દેખાતો નહિં. તેનું નામ મ્હને ખબર ન હતું. પૂછું પણ કોને? આમ ઘણીવાર ગયા પછી મ્હેં વળી પાછું કોઇકને જોયું. મ્હને લાગ્યું કે એ તેજ હશે. પણ તે તો ન્હાનો હતો ને આ તો મોટો છે. તેણે કાંઇ ચશ્મા પહેર્યાં ન હતાં પણ આણે તો ચશ્મા પહેર્યાં છે. તે તો છોકરો હતો અને આને તો મૂછ પણ ફુટવા માંડી છે. ત્યારે શું એજ તે?

પણ એ વખતે મ્હને બરાબર સાંભરે છે કે એ તો હું ભૂલીજ ગઈ કે હું પણ મોટી થઈ હતી. ચણીઓ ને ચોળી પહેરતી તે ઓઢણી ઓઢતી થઇ હતી. મ્હારા મનમાં આવ્યું કે તરતજ તેનો ખ્યાલ મ્હને આવ્યો! અને સાથે મ્હારા મનમાં થયું કે જેવું મને બરાબર ઓળખાણ નથી પડતું તેવું એને પણ થતું હશે કે નહિં?

૩

બન્યું! વારે વારે મ્હારૂં મન એને જોવાનુંજ થયાં કરે, પણ બધા હોય ત્યારે કેમ જોવાય? બળી શરમ ન લાગે? પણ હું કેવી પાકી કે બધાની નજર ચુકાવી જરાએક બાડી આંખે કેવી જોઈ લેતી? પણ જ્યારે જ્યારે હું જોતી ત્યારે ત્યારે મ્હારી ને એની આંખ મળીજ જતી. કોણ જાણે શું એ મ્હારા સામુંજ જોયાં કરતો હશે?

ત્યાર પછી થોડા દિવસ રહીને મ્હને સાસરેથી જમવાનું નોતરૂં આવેલું અને હું જમવા ગઇ. પણ મ્હારે મોસાળસાસરે જમવાનું હતું તે બધાં

ત્યાં જમવા ગયાં હતાં કારણ કે મ્હને જરા ઘેરથી તૈયાર થઇને આવતાં વાર લાગી હતી. હું જ્યારે જમના સાથે સાસરે ગઇ ત્યારે તુકારામ એકલો ઓટલે બેસી રહ્યો હતો તેણે કહ્યું "ભાભી ! ચાલો, મોસાળ જવાનું છે. બધાં ગયાં છે."

પણ કોણ જાણે કોઇ દહાડો નહિં ને તે દિવસે મ્હારા મનમાં એમજ આવ્યું કે જ્યારે બધાં ચાલ્યાં ગયાં છે અને તુકારામ પણ મ્હારી સાથે આવશે ત્યારે ઘર કોણ સાચવશે ? ત્યારે મ્હારે શું એકલા જવું ? તુકારામ કપડાં પહેરી તૈયાર થયો. મ્હેં કહ્યું "તાળું નથી દેવું ?" તુકારામે કહ્યું ના "ભાઈ ઉપર બેઠા છે તે વાંચે છે, તે આવશે ત્યારે તાળું દેતા આવશે." કોણ જાણે કેમ પણ મ્હને ઘરમાં પાછા જવાની ઇચ્છા થઇ આવી. મ્હેં તુકારામને કહ્યું કે "તું બેસ, હું ગઈ વખતે આવી ત્યારે ઉપર મ્હારો રૂમાલ રહી ગયો હતો તે હું જઇને લઇ આવું." એમ કહેતાં તો કહી દીધું પણ પાછું મનમાં એમ પણ થયું કે જાઉં કે ન જાઉં ? મ્હારો પગજ અટકી ગયો. એકલાં ઉપર કેમ જવાય ? વળી ઉપર એ પણ બેઠા છે. પણ "ગટર કર કે ગું કર આયા હે તોલમે." હવે તો ઉપર જવુંજ જોઇએ. ધીરે ધીરે મ્હેં દાદર ચઢવા માંડયો. ઘણીજ સંભાળ રાખી હું દાદર ખખડે નહિં તેમ ઉપર ચઢી. ઉપર તો ગઇ. સામેજ મોટા ઓરડામાં કોઇ ઈઝીચેર પર બેઠું હતું. તેના હાથમાં ચોપડી હતી. તેને ખબર નહોતી કે હું ઉપર હતી. ઉપર ગયા પછી શા કારણથી મ્હને સમજાયું નહિં પણ મ્હારામાં કાંઇક હિમ્મત આવી અને હું ત્યાંજ ઊભી રહી. મ્હને એમ થયું કે બધાં હોય છે ત્યારે તો બરાબર જોઇ શકાતું નથી તો બસ અત્યારે લાગ સારો છે; એને પણ ખબર નથી; હું પેટ ભરીને જોઇ લઉં. પણ એણે તો ચોપડી મૂકી દીધી. ઊઠયા ! હવે કયાં જવું? પાછા ઉતરવું? હું ચટ ચટ પાછી ઉતરવા માંડી પણ એણે રોકી; "કોણ છે?" શું જવાબ દઉં ? હું તો કાંઇ બોલીજ નહિં. यः पलायति सः जीवति । બસ હવે તો ગુપચુપ જેમ બને તેમ જલ્દી ઉતરી જવું. વળી એણે કહ્યું "કોણ છે ?" હવે તો જવાબ નહિં દઉં તો બહુ ખોટું. મ્હેં કહી દીધું "કોઇ નહિં." વળી એણે પૂછ્યું "કોઇ નહિં તે કોણ ?" હું શું બોલું? આખરે મ્હેં કહ્યું "એ તો હું" પણ એ કાંઇ સમજ્યા નહિં. પણ એ

તો ઉલટું "એ તો હું" એમ બોલી ઝટપટ દાદર પાસે આવ્યા પણ ત્યાં આવતાં એ પણ સ્તબ્ધજ બની ગયા, હું તો થરથર ધ્રૂજવા લાગી. જેમ તેમ નીચે ઉતરી પાણી પીધું. બહાર તુકારામ સાથે મુંગમુંગા ચાલવા માંડયું.

૪

સંક્રાંતને દિવસે મ્હારે ઘેરથી મ્હારે સાસરે કહેવડાવ્યું કે સરલાનાં લગ્ન જોવડાવ્યાં છે ને વસંતપંચમીનું મૂહુર્ત સારૂં આવે છે. પછી બન્ને ઘેર લગ્નની તૈયારી થવા માંડી. મારૂં સાસરૂં સાધારણ સારી સ્થિતિનું હતું. ઘેર કડીઆઓ બેઠા. ઘર ઉપર મરમત થવા માંડી. રંગરોગાન થવા માંડ્યાં. મ્હને પણ સાસરેથી ઘણુંખરૂં તેડવા આવતું અને હું હોંસે હોંસે સાસરે જતી પણ મ્હને ત્યાં જવું કેટલીકવાર ગમતું નહિં કારણ કે ઇન્દુ મારી પાછળજ પડયો હતો. જ્યારે જ્યારે મ્હને એ એકલી દેખતો ત્યારે ત્યારે કહેતો કે "એ તો કોઇ નહિં, એ તો હું." મ્હને અંદરથી ચીઢ તો ઘણી ચઢતી પણ શું કરૂં ? કાંઇ બોલતી નહીં. પણ એક દહાડો તો એણે હદ કરી. સાસુજી વાડામાં રસોઇઆઓ પકવાન કરતા હતા તેને માથે બેઠાં હતાં: અને સસરાજી પણ ઉપર અગાસીમાં ખારવાઓ ને કયા કયા રંગ મેળવવા તે બતાવતા હતા. મારાં વૃદ્ધ દાદીસાસુ પાઠપૂજા કરતાં પૂજાની ઓરડીમાં બેઠાં હતાં અને મારી ન્હાની નણંદો નિશાળે ગઇ હતી. હું રસોડામાં હીંચકા પર બેસી હીંચકા ખાતી હતી. તે દિવસે ઇન્દુ લાગ સાધી કોણ જાણે ક્યાંથી પણ આવી પહોંચ્યો અને એ તો મ્હારી સાથેજ હીંચકા પર બેસી ગયો અને બોલ્યો કે "એ તો હું એટલે કોણ ? એ તો ઠીક થયું કે મ્હેં આવીને જોયું; નહિં તો બાકી આંકણી લઇને હું તો ઉઠયો હતો. હું ઉઠીને ઉપર પોબારાજ ગણી ગઇ પણ પછી બીજે દિવસે જ્યારે સાસરેથી તેડવા આવ્યું ત્યારે મ્હેં કેવું બ્હાનું કહાડેલું ? મ્હેં કહ્યું, બા, મ્હારા પેટમાં દુખે છે તે મ્હારાથી નહિં જવાય. બાએ તે દિવસે તો ન મોકલી પણ મ્હને એળીઆની ગોળી ખવડાવી અને તેથી જ્યારે બીજે દિવસે વળી મ્હને તેડવા આવ્યું ત્યારે એળીયાની ગોળી ખાવા કરતાં મ્હેં સાસરે જવાનું વધારે પસંદ કર્યું. તે દિવસે ઇન્દુ લાગ સાધી હું ગોળીએ પાણી પીવા ગઇ હતી ત્યારે મ્હારી પાસે આવ્યો અને દીન વદને કહેવા લાગ્યો

" કાલે કેમ ન આવી ? ત્હને ખોટું લાગ્યું ? જો, ત્હારે માટે આ ચંપાનું ફુલ આણ્યું છે. લે એ." શા માટે પ્રભુને માલમ, પણ તે દિવસે મ્હને નાસી જવાનું મન ન થયું. એનું દીન વદન જોઇ મ્હને પણ લાગણી થઇ આવી. મ્હેં એના હાથમાંથી ચંપાનું ફુલ ચટ લઇ લીધું અને તે મ્હેં પટ મ્હારા માથામાં અંબોડામાં ખોસી દીધું. હું ત્યાંથી ચાલી ગઇ પણ થોડી વાર રહી જ્યારે ઇન્દુ તરફ મ્હારી નજર ગઈ ત્યારે એની દીનતા કયાં ઉડી ગઇ હતી ? શું ઉત્સાહપૂર્ણ એનું વદન ! જાણે જગતને જીતીને ન આવ્યો હોય ! એમ કરતાં વસંતપંચમી આવી. મ્હારો ઇન્દુ મ્હારો થયો. અમે બે લગ્નસંબંધથી જોડાયાં. હવે ઇન્દુ મ્હારી સાથે વધારે છૂટ લેવા લાગ્યો પણ ઘરમાં કોઇ જાણતું નહિં. અમે બે અમારી વાત જાણતાં. એક બીજાંના સામું જોતાં હસી દેવાતું. એક બીજાના મનના ભાવો સમજી જતાં અને બોલ્યા વગરજ એક બીજાનાં મનને ગમે એવું કરતાં. એમ કરતાં આખું વરસ વીની ગયું. એક દિવસ હું મ્હારે સાસરે આવી હતી. ત્યાં આખો દિવસ રહી છેક સાંજ પડી ગઇ પણ મ્હને કોઇ ઘેર મોકલવાની વાતજ કરતું નહિં. નહિંતર તો મારાં વૃદ્ધ વડસાસુ સાંજ પડે એટલે તુકારામને કહેતાં કે વહુને ઘેર મૂકી આવ. પણ તે દિવસે તો કોઇ કાંઇ બોલતુંજ ન હતું. દીવા થઇ ગયા. રાત પડી ગઇ. મ્હેં મ્હારા સાસુજીને કહ્યું કે "મ્હારે ઘેર જવું છે. બહુ મોડું થશે તો બાને ફીકર થશે." મ્હારાં સાસુજીએ કહ્યું "આજે ત્હારે આપણે ઘેર રહેવાનું છે." ત્હારી બાને ત્હારાં કાકીસાસુ કહી આવ્યાં છે કે સરલા આજે ઘેર આવવાની નથી. આ સાંભળી મ્હને શું થયું ? હું ખુશ થઇ કે દિલગીર થઇ ? કાંઇ સમજાયું નહીં. પણ કાંઇક થયું. મ્હેં ધીમેથી પૂછ્યું. "સાસુજી ! આજ કાંઇ આપણે ત્યાં રાત્રે કાંઈ છે ? ગાયન છે ?" સાસુજી સ્હેજ હસ્યાં. જવાબ દીધો. "ના, કાંઇ નથી." મ્હને સંતોષ થયો નહિં. મ્હારા મનમાં કાંઇ કાંઇ વિચારો આવવા લાગ્યા. અહીં ઊંઘ કેમ આવશે ? સુવાનું કયાં હશે ? હું ઉપર ગઇ. મોટા ઓરડામાં મારાં વડસાસુની એકજ પથારી જોઇ. મ્હારે માટે ત્યાં પથારી નહોતી પાથરી. મ્હને ધ્રાસ્કો પડયો. ત્યારે શું આજ તે દિવસ હતો ? મ્હારા જીવનમાં આજનો દિવસ શું ફેરફાર કરશે ? આગળ શું થશે તે જાણવા હું આતુર

થઇ રહી મ્હારા મનમાં કાંઇક વિચારો આવવા માંડયા. કાંઇક આગળ શું થશે તે જાણવાનો ખંજવાળ મ્હારા મનમાં આવવા લાગ્યો. રાતના દશ વાગ્યા. મારી ન્હાની નણંદ ઉપર આવી. તેણે મ્હને કહ્યું "ભાભી! તમને ઊંઘ આવતી હશે. આવો,તમારી પથારી ઉપર કરી છે તે બતાવું" મ્હારી તો જીભજ ન ઉપડી હું તો મુંગીજ બની ગઇ. બાકી મનમાં તો એમ બહુએ થયું કે કહી દઉં કે હું અહીંજ સુઇશ; મ્હને અહીંજ ફાવશે; પણ બન્યું બોલાયુંજ નહિં. જીભે તાળુંજ મરાઈ ગયું. હું એની પાછળ ગઇ. એ મને એક સુશોભિત શણગારેલા ઓરડામાં લઇ ગઇ. ત્યાં એક કોચ પડ્યો હતો તે બતાવ્યો અને કહ્યું "ભાભી! પેલી તમારી પથારી છે. તમારે અહીં સુવાનું છે." એ પાછી ફરી. મ્હેં બારણું દીધું. અંદરથી સાંકળ ચઢાવી. મ્હારી ચાંપલી ન્હાની નણંદ પાછી ઉપર આવી. બારણું ઠોકી કહ્યું "ભાભી! સંકળ ન દેશો." મ્હેં કહ્યું, કેમ? એણે કહ્યું કે "હમારા ઘરમાં સાંકળ દઇને સુવાનો રિવાજ નથી." મ્હેં કહ્યું કે "મ્હને તો એકલાં સુતાં બીક લાગે છે માટે તમે મ્હારી સાથે સુવો તો સાંકળ નહિં દઉં." એણે કહ્યું કે "હું મોકલું છું" પણ મ્હેં તો કહ્યું કે "તમેજં આવો." એ ઓરડામાં આવી. અમે બન્ને કોચ પર સુઇ ગયાં. મ્હારી આંખ મળી ગઇ. એ કેવી લુચ્ચી! ચાલી ગઇ. પણ એ કેવો! એને શરમે ન લાગી! ક્યારે આવી મ્હારી × × × પ્રિય વાચક! હવે મારાથી આગળ લખાય એમ નથી. પણ કોઈક કવિની નીચેની બે પંક્તિઓ ઉપરથી તું સર્વ સમજી લેજે.

અનુભવીજ નવી સ્થિતિ સાંપડે,
જહીં કુતુહલ, હર્ષ વળી વસે.

પ્રિય વાચક! બોલ, આ તે મ્હારો વર કે મ્હારો રંભર!

# વર ઘેલી

"આજ કાલ કરતાં અઢાર વર્ષ નીકળી ગયાં પણ એમનો પત્તો ન લાગ્યો. હવે તો મહાકોર કાકી કહે છે તેના પર પણ મ્હને શક આવ્યાં કરે છે. મ્હારાં લગ્ન થઇ ગયાં હોય એમ મ્હારા માનવામાં આવતું નથી. કદાચ આમ કહી છતે કૌમારે સૌભાગ્યની દશામાં છઉં કહી, ખરી રીતે વૈધવ્યની દશા ભોગવાવી, મ્હારી જીંદગી બરબાદ કરી, મ્હારી આ મોટી મીલકત શા માટે એમને ન પચાવી પાડવી હોય ?"

"ના, પણ બ્હેન સુધા ! એટલું પોલું ન ચાલે" સવિતાએ કહ્યું. "જનાર્દનકાકા અને કલ્યાણરાયભાઇ બન્ને મિત્ર હતા અને પોતપોતાનાં સંતાનો વરાવી પોતાના ચાલુ સ્નેહમાં વૃદ્ધિ કરવાની પણ એમની પ્રતિજ્ઞા બહુ જાણીતી હતી. જનાર્દનકાકાને ત્યાં ત્હારો જન્મ થયો અને કલ્યાણરાયભાઇને ત્યાં ત્હારા પહેલાં ઇન્દુકાન્તનો જન્મ થયો હતો અને ત્હારાં લગ્ન વાસ્તે તું જ્યારે બે વર્ષની હતી ત્યારે તને લઇ જનાર્દનકાકા બનારસ ગયા હતા એ વાત પણ બધા જાણેજ છે, ત્યારે ત્હારે મ્હાકોરકાકી ઉપર અવિશ્વાસ લાવવાનું શું કારણ છે ?"

સુધા—પણ વારૂ બ્હેન ! એ કલ્યાણરાયના સ્વર્ગવાસ પછી પેલા એમના હરામખોર ટ્રસ્ટીઓએ ઇન્દુકાન્તને ઉડાવ્યો અને ત્યાર પછી એમનો પત્તો નથી તો શું મ્હારે મ્હારૂં જીવન આ પ્રમાણેજ વીતાડવું ? બ્હેન ! વાત કરતાં મ્હારી ઉમ્મર વીસ વર્ષની તો થઇ હું અઢાર વર્ષની હતી ત્યારે મ્હારા પિતા ગુજરી ગયા પણ કોઇ દિવસ મ્હારી સાથે મ્હારાં લગ્ન સંબંધી એમણે વાત કરીજ નહોતી. એક માત્ર મ્હારા અભ્યાસ તરફ એ પૂરતી કાળજી રાખતા અને મ્હને એમણે B. A. સુધી અભ્યાસ કરાવ્યો. આ વર્ષે ઇશ્વર કરશે તો હું B. A.ની પરીક્ષામાં પાસ થઇશ પણ મ્હારાં લગ્ન સંબંધી વિચાર એમના મનમાં ને મનમાંજ રહી ગયા. સન્નિપાતમાં એ માત્ર એમ બોલતા કે "ઇન્દુ કોલેજમાંજ છે." એ સિવાય બીજું કાંઇ નહિ અને શું આવી ભાંગીતુટી વાત ઉપરથી

મ્હારે મ્હારૂં જીવતર એળે ગુમાવવું? ના, નહિંજ બને. હું હજુ બે વરસ વાટ જોઇશ. ઇન્દુકાન્તની તપાસ કરીશ. પછી નહિં હોય તો ફરી લગ્ન કરીશ.

સવિતા—બ્હેન! સાહસ ન કરીશ કારણ કે સાહસ કર્યાથી પાછળથી પસ્તાવું પડે છે. જે કરે તે વિચાર કરીને કરજે. વારૂ, પણ ઇન્દુકાન્તને ખોળવા ત્હારી પાસે કાંઇ સાધન છે ખરૂં?

સુધા—ના, માત્ર ઇન્દુકાન્ત જ્યારે બે વર્ષના હતા ત્યારે એમની છબી બાપુકાકાને કલ્યાણરાયભાઇએ મોકલી હતી તે છે અને એ છ વર્ષના થયા ત્યાર પછીની એમની એક છબી ફુલ ડ્રેસમાં મ્હારી પાસે છે. એ સિવાય બીજું કાંઇ સાધન નથી પણ મ્હાકોરકાકી કહેતાં હતાં કે જેવી આ મ્હારી આંગળીએ હીરાની વીંટી છે તેવીજ એક વીંટી બાપુકાકાએ ઇન્દુકાન્તને આપવા માટે કરાવી હતી.

સવિતા—બહેન! આ સાધનો પૂરતાં નથી પણ ખંતથી અને ધીરજથી કામ કરશે તો સહુ સારાં વાનાં થશે. હાલ તો હું રજા લઇશ. કોઇ કોઇ વાર તું પણ ઘેર આવતી રહેજે.

સુધા—વારૂ બહેન! આવજે.

૨

આજ બી. એ.ની પરીક્ષાનું પરિણામ જણાવાનું છે અને શું તેનાજ વિચારમાં અત્યારે આમ સુધા બેઠી છે? એના વિચારમાં જો એ ગાલ ઉપર આંગળી મૂકી કેવી સ્તબ્ધ બેઠી છે? શું એ પરીક્ષાના પરિણામના વિચાર કરે છે? સામેનાં ઘડીઆલમાં એકનો ટકોરો થયો. શું તે સુધાએ સાંભળ્યો હશે? ના, સાંભળ્યો હોય એમ લાગતું નથી. જોતજોતામાં કલાક વીતી ગયો. ઘડીઆલમાં બે ટકોરા થયા, પણ સુધા જેમની તેમ તેજ ટેબલ પર તેજ સ્થિતિમાં બેઠી છે. આખરે એકની એક સ્થિતિમાં લાંબો વખત બેસી રહેવાથી જાણે થાક લાગ્યો હોય તેમ તેણે આળસ મરડયું. ખુરશી પરથી ઊભી થઇ. "મ્હારૂં કોઇ નથી તો ઇશ્વર તો છે. હું એના પર શ્રદ્ધા રાખીશ. ઇન્દુકાન્ત જડશેજ. શા માટે નહિં જડે?" એ સ્વગતજ બબડી. શું ઇશ્વરે એની પ્રાર્થના સાંભળી! સીતાબાઈએ

આવી હાથમાં બે પરબીડીયાં મૂકયાં. તેની પાછળ તારવાળો ઊભો હતો. તારવાળાને સહી કરી આપી એક રૂપીઓ ઇનામ તરીકે આપ્યો. તાર ખોલ્યો.

"Sudha passes in first class"

Sashikanta.

સુધાના મુખ ઉપર ક્ષણિક આનંદ છવાઇ રહ્યો, તરતજ એણે બીજું પરબીડીયું ખોલ્યું.

પ્રિય તહમે સુધા, તા. ૭મી જુન ૧૯૧૯

ઠાકુરદ્વાર, મુંબઇ

ત્હને આ પત્ર જોઈ કદાચ નવાઇ લાગશે પણ વિધિએ એજ પ્રમાણે ત્હારા નશીબમાં કદાચ લખ્યું હશે. આપણાં લગ્ન થયા પછી ત્હારી સાથે આ મ્હારે પહેલોજ પ્રસંગ પડશે. હું સમજી નથી શકતો કે તું મ્હને પોતાને લાયક ગણુશે કે નહિં. હું પૈસાદાર નથી; ગરીબ છું; અત્યંત ગરીબ છું. બીજાનાં દાન ઉપરજ મ્હારો નિર્વાહ ચાલે છે છતાં પણ વિધિએ જે પ્રમાણે નિર્મ્યું તે પ્રમાણે "નિર્માયું તો ભલે બને" એમં મન વાળી તું ડાહી હોવાથી મ્હને દુઃખી નહિંજ કરે. તું મ્હારા ગરીબનું ઘર ઉપાડીશ એમ ધારી હું આ પત્ર લખું છું તે ક્ષમા કરજે. હું તા. દશમીને દિવસે અહીંથી નીકળી ત્હારા તરફ અગીઆરમીની સવારે આવી પહોંચીશ. વિશેષ ખુલાસો જાતે મળીશ ત્યારે કરીશ. એજ.

લી. સ્નેહાકાંક્ષિત ઈન્દુ

ત્યારે આખરે સુધા! ઇશ્વરે ત્હારી પ્રાર્થના સાંભળી છે. તું સર્વ રીતે સુખી થશે.

૩

આજે અગીઆરમી તારીખ છે. સુધા સવારની વ્હેલી ઊઠી છે. આજે એનામાં અવનવી સ્ફુર્તિ માલમ પડે છે. ઊઠી ત્યારથી કાંઇક અનેરી આશામાં, કાંઇક અવનવા ઉમંગમાં પોતાના સેવકોને ગૃહની સર્વ વસ્તુઓને સાફસુફ કરી ગૃહને શણુગારવાના જુદા જુદા હુકમો આપી રહી છે. એના મુખ ઉપર આશાનો ચમકાટ ચમકી રહ્યો છે. કાંઇક આશાનું ઓર તેજ

એની દૈવી સુંદરતામાં વધારો કરી રહ્યું છે. વખત ક્યાં પસાર થાય છે, વખત કેટલો પસાર થયો, તેનું એને ભાન નથી. બપોર થયા. સુધા હજુ જમી પણ નથી. પાછલો પહોર થયો પણ આવનાર પરોણો આવ્યો નથી. સુધાના મનમાં કાંઈક તર્કવિતર્ક થવા લાગ્યા. હજુ કેમ ન આવ્યા? સાતની ટ્રેઈનનો પણ વખત ગયો. કાંઇ રોકાઈ તો નહિં ગયા હોય? શું મ્હારી આશાનો ભંગ તો નહિં થાય? ના, પણ આવશે ત્યારે મ્હને આ પ્રમાણે ટટળાવવા માટે હું પણ એમને પૂરી સજા આપીશ.

વાહરે સુધા! આ ત્હારો કયો ન્યાય? અઢાર વર્ષ સુધી જ્યારે પત્તો નહોતો ત્યારે તું શું વિચારતી હતી? આજ ચાર કલાક મોડું થયું એટલામાં ત્હને ત્હેને સજા કરવાના વિચાર આવવા માંડ્યાં? હા, પણ એ સજા તો ત્હેને મીઠી લાગશે. એમાંજ તે પોતાનું સૌભાગ્ય સમજશે. ઈન્દુ બહુ ભલો છે. ઘડીઆલમાં નવના ટકોરા થયા. અડધો કલાક ચટ ચાલ્યો ગયો અને સાડા નવનો ટકોરો થયો. બ્હાર ગાડીનો ખડખડાટ થયો. બ્હાર ગાડી ઊભી રહી અને તેમાંથી એક પચ્ચીસ વર્ષનો યુવક કાળાં કોટ પાટલુનના સુટમાં સજ્જ થયેલો ઉતર્યો. સુધાએ બારીએથી જોયું. એના હર્ષનો પાર રહ્યો નહિં. એ વહેલી વહેલી પરોણાનું સ્વાગત કરવા નીચે ઉતરી.

"મીસ સુધા! ત્હમે મ્હને કદાચ નહિં ઓળખતાં હો, પણ આ ઇન્ટ્રોડકશન નોટ હું શશિકાન્તભાઈ પાસેથી લેતો આવ્યો છું તે ઉપરથી આપને મ્હારે વિષે સર્વ માહિતિ મળશે" પરોણાએ અંગ્રેજી રિવાજ પ્રમાણે સુધા સાથે ઈન્ટ્રોડકશન કર્યું. સુધા કહે "ઇન્ટ્રોડકશનની નોટની કાંઇ જરૂર નહોતી. પોતાને ઘેર આવવું તેમાં ઓળખાણની શી જરૂર?"

પરોણો—ના, પણ મીસ! એ તમારો વિનય છે બાકી તદ્દન ઓળખાણ વિના કાંઇ કોઇને ઘેર જવાય છે? મી. શશિકાન્ત પણ સાથેજ સુરત આવવાના હતા પણ એ કાંઇક કામસર મુંબાઇમાં રોકાઇ ગયા અને મ્હને અહીં જરૂરના કામસર વહેલા નીકળી આવવું પડયું.

સુધા—વારૂ, ત્યારે આપ હવે નાહી લેશો? રસોઈ ક્યારની તૈયાર થઇ ગઇ છે.

પરોણો—હા. પરોણો ન્હાયો. પાટલે જમવા બેઠો. સુધા સામી પીરસવા બેઠી. રસોઈ પણ અત્યંત સુંદર બની હતી. પરોણાએ જમતાં જમતાં પૂછ્યું "મીસ સુધા! શશિકાન્ત કહેતા હતા કે ત્હમારે ત્યાં તો ભટ છે તે રસોઇ કરે છે, પણ આજે તો ત્હમેજ રાંધ્યું હોય એમ લાગે છે. વળી ત્હમે ત્હમારા અભ્યાસમાંથી ક્યારે પરવારતાં કે પાકશાસ્ત્રનું આટલું જ્ઞાન ત્હમે મેળવી શક્યાં? આવી રસોઇ તો આજ હું પચ્ચીસ વર્ષમાં આજ પહેલોજ જમું છું."

સુધા—ત્હમે આવવાના હતા એટલે મ્હેં જાતેજ આજ રસોઇ કરી છે.

પરોણો—હું આવવાનો હતો તે ત્હમે જાણતાં હતા?

સુધા—મ્હને કાગળ મળ્યો હતો. પરોણો વિચારમાં પડ્યો. કાંઈ વધુ વાતચીત અગાડી થઇ નહિં. એ જમી ઊઠ્યો. હાથ ધોઈ પાનસોપારી ખાઇ એ ઉપર દિવાનખાનામાં બેઠો. સુધા નીચે જમી ઊઠી. એ ઉપર ગઇ.

સુધા—કેટલા વાગ્યા?

પરોણો—સાડા અગીઆર.

સુધા—ચાલો ત્યારે સુવાની તૈયારી કરીએ. ત્હમે ઉપર ચાલો. ત્હમારે માટે ખાસ આજે ત્રીજો માળ ઉઘાડ્યો છે.

પરોણો—હા ચાલો. સુધા અગાડી ચઢી. પરોણો પાછળ ચઢતો હતો. ગૃહ સર્વ શાન્ત હતું. એકાન્ત હતું. ચઢતાં ચઢતાં સુધા બોલી "હમારી જાત જરા લપુડી તો ખરી. વિચાર કર્યો હતો કે ત્હમે આવો ત્યારે ત્હમારી સાથે બોલવું પણ નહિં પણ વ્હાલા! મ્હારાથી તેમ ન બની શક્યું. ત્હમે પુરૂષલોક જબરા તો ખરા. આમ અરાઢ અરાઢ વર્ષના વિયોગ પછી ત્હમારૂં મન આટલું શાંત રાખી શકો છો.'

પરોણો "વ્હાલા" શબ્દ સાંભળી ચમક્યો. ઉપર ન જતાં નીચે ઉતરવા માંડ્યું. સુધા વિચારમાં પડી. તેને કાંઈ સૂઝ્યું નહિં. એ પણ ઝડપથી પાછી નીચે ઉતરી દીન વદને બોલી "વ્હાલા! આવો કાગળ લખ્યા પછી, બધું જણાવ્યા પછી આવા ક્રૂર શા માટે થાઓ છો? નિર્દય કેમ બનો છો? શક્તિ હોત તો હનુમાનજીની માફક હૃદય ચીરી બતાવત કે આપના

વિયોગથી આ હૈયામાં કેવી હોળી બળી રહી હતી અને આપના આવ્યાથી મ્હને કેટલો હર્ષ થયો છે. શું ત્હમને મ્હારે માટે કાંઈ વહેમ આવ્યો ? શું ત્હમે મ્હને હજુ કુમારી અવસ્થામાં નથી ધારતા ? મ્હારી કાંઈ પરીક્ષા કરવા ધારી છે ? નાથ ! હું ત્હમારે પગે પડું છું; મ્હને માફ કરો. હું ત્હમારીજ શોધમાં–"

પરોણો—પણ મીસ સુધા ! આ શું ? કાંઇક જબરી ભૂલ થતી હોય એમ મ્હને લાગે છે. ત્હમે કયા કાગળની વાત કરો છો ? ત્હમે શશિકાન્તની નોટ ખોલી ?

સુધા—ના, ત્હેની શું જરૂર હતી ? ત્હમારો આ કાગળ હું મ્હારી પાસેજ રાખું છું; હૃદય સાથેજ રાખું છું. આ રહ્યો તે.

પરોણાએ તે કાગળ લીધો, વાંચ્યો અને કહ્યું "આ કાગળ મ્હેં નથી લખ્યો. ત્હમે શશિકાન્તની ચીઠ્ઠી વાંચો."

સુધા—ત્યારે શું ત્હમે ઇન્દુકાન્ત નહિં ? એ એટલુંજ બોલી શકી. વધુ બોલી શકાયુંજ નહિં. એ બેશુદ્ધ બની ગઈ. અરે વરઘેલી બાળા ! ત્હારી આ ઘેલાઈ ઉપર હમારે તે હસવું કે ત્હારી દયા ખાઈ દિલગીર થવું ?

## ૫

ઉપલા બનાવને આજ દસ દિવસ થઈ ગયા છે. સુરેન્દ્ર હજુ સુધાને ત્યાંજ છે. સુધા સુરેન્દ્રને પોતાનો સગો ભાઈ સમજે છે. સુરેન્દ્ર પણ સુધા પર પોતાની સહોદર ભગિની પ્રમાણે પ્રેમ રાખે છે.

સુધા—ભાઈ સુરેન્દ્ર ! ત્યારે મ્હને એમ વિચાર થાય છે કે જે સરનામાવાળો કાગળ મ્હને મળ્યો છે તે સરનામે હું એક કાગળ લખું તો એમને મળે ખરો કે નહિં ?

સુરેન્દ્ર—સુધા બહેન ! વિચાર સારો છે. એકાદ પત્ર લખી તો જુઓ.

સુધા—વારૂ ત્યારે હું પત્ર લખીશ.

સુરેન્દ્ર સાથે વાત થયા પછી બીજે દિવસે સુધાએ નીચે પ્રમાણે પત્ર લખ્યો.

તા. ૨૨મી જુલાઈ ૧૯૧૯,
વાડીફળીઆ, સુરત.

વ્હાલા પ્રાણેશ!

આપનો પત્ર આવ્યો તે ઉપરથી મ્હેં આપની અત્યંત વાટ જોઇ હતી. પણ દાસી આપના દર્શનથી વિમુખજ રહી. એ સુખ હતભાગિનીના નસીબમાં ક્યાંથી હોય?

પરન્તુ ત્યાર પછી આપના તરફથી કાંઈ પણ સમાચાર નથી તેથી અત્યંત ફીકર થાય છે માટે આ પત્ર મળતાં જરૂર આવજો નહિંતો આ અધીરાં ચિત્તને લીધે મ્હારાથી શું નહિં થાય તે સમજાતું નથી. માટે આ રંક દાસી ઉપર કૃપા કરશો. એજ.

આપની દર્શનાભિલાષી આપની રંક દાસીનાં
નમ્ર પ્રણામ સ્વીકારશોજી.

પત્ર પૂરો કર્યો. એક પરબીડીયામાં મૂકી ઉપર સરનામું કર્યું.

To,
Mr. I. K. Pathakji;
Thakurdwar Cross lane; BOMBAY.

પત્ર પોસ્ટઑફીસદ્વારા ત્હેના માલીકને મળ્યો અને વખતસર વળતી ટપાલે તેનો જવાબ નીચે પ્રમાણે આવ્યો.

તા. ૨૩મી જુલાઇ ૧૯૧૯,

ત્હમારો પત્ર મળ્યો. વાંચી સમજાતું નથી કે આપ કોણ છો અને પત્ર મ્હને શા માટે લખ્યો છે. છતાં હું જાતે ત્હમને આવતી તા. ૩૦મીએ મળીશ ત્યારે ખુલાસો થશે. સરનામું માલમ ન હોવાથી કાગળ ઉપર છાપેલાં નામને આધારે કર્યું છે.

લી. I. K. Pathakji

પત્ર ઉપર નીચે પ્રમાણે સરનામું હતું.

To,
Miss Sudha,
C/o Mr. J. V. Dixit,
Vadifalia, SURAT.

૬

તા. ૩૦મીને દિવસે સુધાની વર્ષગાંઠ હતી અને સવિતા સુધાની એકની એક બહેનપણી સુધાને મળવા આવી હતી. સુરેંદ્ર, સુધા અને સવિતા ત્રણે સાથે બેઠાં છે. ટેબલ પર પાસેજ બીઝીકનાં પાનાં પડ્યાં છે.

સવિતા—આજ પાનાં રમવામાં ભીલ્લુની ખોટ પડે છે પણ સુધા તે આજજ કદાચ પુરાશે ખરી.

સુધા—બહેન ! એ આવે ત્યારે તુંજ એને પહેલાં મળી બધી વાત મેળવી જોજે. હવે મ્હારાથી જાતે કાંઇ નહિં બની શકે.

સવિતા—વારૂ બહેન ! ત્હારે ખાતર હું તેમ કરીશ.

ઉપર્યુક્ત વાત થતી હતી તે દરમ્યાન નીચેથી સીતાબાઇએ આવી ખબર આપી કે કોઇ મળવા આવ્યું છે અને શેઠને મળવા આવ્યાનું કહે છે. તરતજ સુધાએ સવિતાના સામું જોયું અને સવિતાએ સીતાબાઇને કહ્યું કે "એને ઑફીસમાં નીચે બેસાડ."

સવિતા નીચે ઉતરી. પરપુરૂષ સાથે વાત કરવાનો અને વળી તદ્દન અજાણ્યા સાથે એનો આ પહેલોજ પ્રસંગ હતો. એનું હૈયું ધબકતું હતું. સુધાએ આપેલા કાગળો તથા વીંટી લઇ સવિતા ઑફીસના બારણા સુધી આવી. અંદર પગ મૂકતાં અચકાયો. એ અટકી ઊભી રહી. મળવા આવનારની એના તરફ પીઠ હતી. તે બારીમાંથી બહારનું દૃશ્ય જોઇ રહ્યો હતો. સવિતા ધીમે પગલે ઓરડામાં દાખલ થઇ.

સવિતા—"ઇન્દુકાન્ત !"—પણ પછીના શબ્દો એના મ્હોંમાંજ રહી ગયા. એ સ્તબ્ધ થઇ ગઇ. આવનાર એના તરફ ફર્યો—પણ આ ઇન્દુકાન્ત ! અરે ! આ તો ચંદ્રશંકર !

સવિતા—શુકલ ! તમે અહીં ક્યાંથી ?

ચંદ્ર—તું અહીં ક્યાંથી ?

સવિતા—આ કાગળો ત્હમે લખ્યા છે ?

ચંદ્ર—આ કાગળો ત્હમે લખ્યા છે ?

સ૦—શુકલ ! ત્હમે સામો સવાલ શું કરો છો ? ત્હમે મ્હારા મનમાં ત્હમારે માટે શો ખ્યાલ ઉત્પન્ન કર્યો છે તેનો ત્હમને વિચાર નથી.

ચંદ્ર—આ કાગળો જોઈ મ્હારા મનમાં પણ ત્હારે માટે શા વિચાર આવ્યા છે તેનો ત્હને ખ્યાલ નથી.

સ.—અરે ! પણ આ ધબાકો શેનો થયો ! ચાલો, ચાલો, જુઓ તો ખરા. ઓફીસની પાસેના ઓરડામાં સુધા નિશ્ચેષ્ટ પડી છે. પાસેજ સુરેન્દ્ર ઊભો છે. સવિતા છાશબાકળી થઈ ગઈ. ચંદ્રશંકર વ્હીલો પડી ગયો. ત્રણેએ મળી સુધાને જાગૃત કરવા માંડી. સુધા જાગૃત થઈ. સવિતા તરફ ફરી અને બોલી "બહેન ! માફ કરજે. એમાં વાંક મ્હારોજ છે. મ્હારાં નશીબનોજ છે. બીજા કોઈનો નથી. હવે હું થાકી છું. હવે ઈન્દુને શોધવા હું ફરી પ્રયત્ન નહિં કરૂં. એમાં શુકલનો કાંઈ પણ દોષ નથી."

ચંદ્ર—બહેન ! I. K. Pathakjiની પેઢીનો હું મુંબઈમાં મુખ્ય મુનીમ છું અને તેનું સર્વ કામ હુંજ કરૂં છું. ત્હમારો પત્ર મ્હને મળ્યો અને હું તેથી ત્હમને મળવા આવ્યો હતો. જનાર્દનભાઈ અમારી પેઢીના બહુ જૂના ઘરાક હતા અને તે મ્હેં મ્હારાં દફતરો ઉપરથી શોધી કાઢ્યું છે અને હું તેનેજ મળવા આવ્યો હતો. ત્હમારા પત્રથી મ્હને નવાઈ લાગેલી અને તેમાં આને જોઇ મ્હને મનમાં બહુજ ખરાબ વિચાર આવ્યો અને એમ પણ થયું કે સઘળાંજ ભણેલાં આવાંજ હશે ? પણ હવે સમજાયું કે માત્ર પરોપકારબુદ્ધિથી એ ત્હમારે બદલે મ્હને મળવા આવેલી.

સુધા—ભાઈ! હશે. સવિતાનો જે ગુન્હો થયો હોય તે માફ કરશો. એમાં સહુ વાંક આ અભાગણીનોજ છે. હું ઘેલી થઇ છું ને જ્યાં ત્યાં ફાંફાં મારૂં છું પણ સઘળેથી પાછી પડું છું. હવે શું કરવું તે કાંઇ સૂઝતું નથી.

ચંદ્રશંકર—બહેન! ધીરજ રાખો. સહુ સારૂં થશે. ધીરજનાં ફળ મીઠાં છે.

સુધા—પણ ધીરજ ક્યાં સુધી રહે ? દુનિયામાં કેટલીવાર મૂર્ખ બનું ? દુનિયા મ્હને વરને માટે ઘેલી થયેલી નહિં ગણતી હોય ?

સવિતા—બહેન ! વરઘેલી બનવું એમાં તે કાંઇ ખોટું છે ? સુરેંદ્રભાઈ ! ત્યારે ત્હમે સુધાની સંભાળ રાખજો. હમને બહુ મોડું થયું છે માટે હવે અમે ઘેર જઇશું. કેમ શુકલ ! ચાલશોને ?

સુધા—બ્હેન! આવજે. શુકલને પણ કાલે લેતી આવજે.

સવિતા—વારૂ, બ્હેન.

શુકલ અને સવિતા વિદાય થયાં. ખરા કલહમાંથી રાત્રિ એ લોકોએ પ્રણયકલહમાં વીતાવી.

૭

સુરેન્દ્રનાં જીવનમાં આજે કાંઈ નવીનજ દિવસ ઉગ્યો છે. માતા પિતા વિનાનો સુરેન્દ્ર, એકલો સંબંધી વિનાનો સુરેન્દ્ર આજે એકલો મટી ખરેખરો બેકલો બનવાનો હતો. એનાં લગ્ન થયાંને આજે બે વર્ષ થઈ ગયાં હતાં. ઇરાવતી આજથી સાસરે રહેવાની હતી પણ સુરેન્દ્રનું ગૃહજ ક્યાં હતું? સુધાજ એની માતા, પિતા, ભગિની, સર્વસ્વ બની રહી હતી. સુધાનું ગૃહ તેજ એનું ગૃહ હતું અને ઇરાવતીને માટે સુધાને ત્યાંજ રહેવા સર્વ ગોઠવણ થઈ હતી.

સંધ્યાસમય ક્યારનો થઈ ગયો છે. દીવો સીતાબાઇ હમણાંજ સળગાવી ગઇ છે. સુધા દિવાનખાનામાં ખુરશી ઉપર અત્યંત ઉંડા વિચારમાં ચિંતાતુર વદને બેઠી છે. એની દૃષ્ટિ ટેબલ પર મૂકેલી સુખડના ફ્રેમમાં મઢેલી બે છબીઓ ઉપર વારાફરતી ફર્યાં કરે છે.

ઇરાવતી આખરે વાંચતી કંટાળી. એ ઊઠી સુધા પાસે આવી બેઠી.

ઇરાવતી—સુધા બ્હેન! ત્હમે કેમ કાંઇ બોલતાં નથી?

સુધા—બ્હેન! શું બોલું? જોની. સુરેન્દ્ર પણ કેવો છે! હજુ કેમ આવ્યો નહિં?

ઇરાવતી (છબી સામું જોઈ)—બ્હેન! આ છબી કોની છે? ત્હમે એના સામું જોઇને કેમ આટલાં બધાં દિલગીર થતાં લાગો છો?

સુધા ફીકી પડી ગઇ. એને બોલવાનું કાંઈ સૂઝયું નહિં. ઇરાવતીને પસ્તાવો થયો કે મ્હેં એ વાત શું કરવા કાઢી. એ ધીમેથી મીઠા શબ્દે સુધાનું સાન્ત્વન કરવા લાગી.

ઇરા૦—સુધા બ્હેન! ઇશ્વરની લીલા એવીજ છે. મધુર બાલકો પુષ્પની પેઠે કરમાઈ જાય છે. ઇશ્વર શા માટે આપણી જાતને દુખી કરવા

માટે સંતાનો આપી પાછાં છીનવી લેતો હશે ? દશ માસ સુધી ગર્ભમાં રાખ્યા પછી બાલક આપણને છોડી ચાલ્યું જાય એ ઘણું લાગે. પુરૂષો તો પોતાનાં બીજાં કામોને લીધે ભૂલી જઈ પોતાનું મન વાળી શકે, પણ આપણને તો હરતાં ને ફરતાં સાંભર્યાંજ કરે.

અરે સુધા ! ત્હને આ સાંભળી શું અસર થઈ હશે ? સુધાની બન્ને આંખમાંથી એક સરખો અશ્રુપ્રવાહ ચાલવા લાગ્યો.

૭

સુરેન્દ્ર, વિનોદ અને શશિકાન્ત એટલામાં આવી પહોંચ્યા.

વિનોદ—સુરેન્દ્ર ! તું બહુ લુચ્ચો છે. સુરતમાં ત્હારે ઉતરવાનું ઠેકાણું નહોતું તેથી શશિકાન્તની ચીઠ્ઠી લઇ તું મીસ સુધાને ત્યાં આવ્યો તે પછી અહીંજ ઠસી પડયો. વળી ઇરાને પણ ત્હેં અહીંજ બોલાવવાની ગોઠવણુ કરી. આસરો આપતાં તું ઘરજ પોતાનું કરી બેઠો પણ તું જાણુતો નથી કે ઇરાવતી મ્હારી બહેન છે તે ત્હારૂં પોતાનું ઘર નહિં હોય ત્યાં સુધી ત્હારી સાથે નહિં રહે.

સુરેંન્દ્ર—તે તો એ જાણે. વળી મ્હેં એને તેડાવી નથી. સુધા બહેને એને તેડાવી છે.

વિનોદ—મીસ સુધા બહુજ ભલાં લાગે છે. વારૂ, શશિકાન્ત ! આપણે તો આવી પહોંચ્યા પણ ઇન્દુ હજુ ન આવ્યો.

સુધા ઇન્દુનું નામ સાંભળી ચમકી. વિનોદ તરફ એ ફરી અને પૂછયું. “ વિનોદભાઇ ! ત્હમે કોનું નામ દીધું.”

વિનોદ—ઇન્દુકાન્તનું. એણે તમને કાગળ લખ્યા પણ એ આવ્યો નહિં તેથી આજે હું એને પકડી લાવ્યો છું પણ એ કાંઇક કામસર રોકાઇ ગયો છે.

શશિકાન્ત—વિનોદ ! તું કેટલો ટીખળી છે. આપણી સાથે બીજું વળી કોણ હતું ? આવી બાબતમાં તે મશ્કરી હોય. એને કેટલું દુઃખ થશે તેનો ત્હેને ખ્યાલ છે ?

વિનોદ—કદાચ હાલ દુઃખ થશે પણ ઇન્દુ આવી એને મળશે એટલે પાછું એને સુખ થશે કેની !

શશિકાન્ત—વિનોદ ! તમારો આ સ્વભાવ મ્હને બીલકુલ પસંદ નથી.

વિનોદ—વારૂ, પણ કયારનો વાત કર્યાં કરે છે તે પેલી હીરાની વીંટી તું મીસ સુધાને આપવાનો હતો તે કાઢની તો. આજેજ ઇન્દુ હમણુાંજ આવી પહોંચશે.

શશિકાન્ત—લે, પણ મહેરબાની કરી તું મજાક કરતો હવે બંધ થા.

સુરેન્દ્ર—વિનોદભાઈ ! તમે આમ નાદાની શા માટે કરતા હશો ? નહિં તો તો મોટી મોટી વાતો કરો છો.

વિનોદ—બેસ, બેસ, છોકરા, તું શું સમજે, હજુ તું નાદાન છે. સુધા બહેન ! આજે બારણે તોરણો બંધાવો. ઘરને શણગારો; કારણ કે આજેજ અત્યારે ઇન્દુ આવી પહોંચશે. પણ હા ! બહુ ગરીબ માણુસ છે. એને મુંઝાવશો નહિં. નહિં તો વળી નાસી જશે. માંડમાંડ આણ્યો છે.

સુધા—વિનોદભાઇ ! આમ મશ્કરી શા માટે કરતા હશો ?

વિનોદ—(હાથમાંની વીંટી સાથે રમત કરતો) અરે ! પણ શશિ ! ત્હારો આ હીરો તો ગળે પડે એવો છે. એ જો છુટો પડી ગયો.

શશિકાન્ત—કેવો નાદાન છે. વળી પચીગરને ત્યાં એ બેસાડવા જવું પડશે.

વિનોદ—અરે જજે, પણ લુચ્ચા ! આ વીંટીના હીરા નીચે નામ કોનું છે? આ છબી કોની છે ?

શશિકાન્ત—શું ?

વિનોદ—જો તો ખરો. સુધા બહેન ! જુઓ આ છબી કોની છે અને આ નામ કોનું છે ?

શશિ—અરે આતો મીસ સુધાની છબી છે અને નામ ઇન્દુનું છે.

સુધાથી સ્વતઃજ ઉદ્‌ગાર નીકળી ગયો—હેં શશિ—ઇન્દુ ! !

સુધાને હર્ષના આવેશમાં મૂર્છા આવી ગઇ. સહુએ મળી એને સાવધ કરવા પ્રયત્ન કરવા માંડયો. સુધા આખરે સાવધ થઇ, સ્વસ્થ થઇ બેઠી. એનાં મુખ ઉપર કાંઇક સ્મિત છવાયલું હતું. એની આંખ બેબાકળી બની ગઇ હતી.

વિનોદે સુધાની આંગળી પરથી વીંટી ઉતારી ચાંપ દબાવી હીરો ખોલ્યો. એની નીચે ઇન્દુની છબી હતી. નામ સુધા હતું. નક્કી થયું. સુધા શશિકાન્તની પત્ની છે.

વિનોદે ટકોરમાં એ લોકો સામું જોઇ કહ્યું "આજ ચોરી પકડાઇ. આટલા માટેજ કોલેજમાં શશિકાન્ત લેકચર આપતા અને સુધા બહેન ફીલોસોફીનાં લેકચરો સાંભળતાં કાંઇ કાંઇ આંખથી છાના છાના સંદેશા મોકલી પ્રેમની ફીલસુફી શીખતાં અને શીખવતાં તે સમજાયું. ગરીબ બિચારા જનાર્દનકાકાને ખબર નહિં બાકી સુધાબહેનને કોલેજમાંથી ઉઠાડી લેત.

૮

સર્વ વાત જણાઇ. કલ્યાણરાયભાઇનાં મરણ પછી એમના હરામખોર ટ્રસ્ટીઓએ ઇન્દુકાન્તને નઠારા માણસો મારફતે જંગલમાં રખડતો છોડી દીધો હતો. પછી એ મીશન સ્કુલમાં ભણી ઝેવીયર કોલેજમાં અભ્યાસ આગળ વધારવા ગયો હતો અને ત્યાં B. A.ની પરીક્ષામાં ઘણે ઊંચે નંબરે પસાર થવાથી ત્યાં ફેલો તરીકે રહી અત્યારે ઝેવીયર કોલેજમાં એ પ્રોફેસર હતો. ત્યાં વિનોદ અને સુરેંન્દ્ર એના મિત્ર થયા. વિનોદને એક દિવસ અચાનકજ શશિકાન્તની વીંટી જોતાં માલમ પડયું કે એને સુધા સાથે સંબંધ છે પણ કયાં સુધા અને કયાં ગરીબ શશિકાન્ત! એ બેનો મેળ કેમ ખાય! બેનાં હૃદય એક થાય, એ બેનો મેળ મળે તે માટે વિનોદે પ્રયત્ન કરવા માંડયો. ચંદ્રશંકર મારફત માલમ પડયું કે શશિકાન્ત I. K. Pathakjiની પેઢીનો ખરો માલીક છે. પછી વિનોદને સૂઝયું તે પ્રમાણે એણે સુધાને અને ઇન્દુને મેળવી આપ્યાં. આજ સુધાનું ઘર આનંદથી ઉભરાતું જણાય છે. સવિતા પણ આવી છે. ચંદ્રશંકર પણ આવ્યા છે. શશિકાન્ત સર્વની વચ્ચે બેઠો છે. હવે શશિકાન્તે નહિં પણ ઇન્દુકાન્તે એક કાગળ ઝેવિયર કોલેજના પ્રીન્સીપાલને લખી કાઢયો. તેમાં એણે પોતાનું રાજીનામું અને સુરેન્દ્રને માટે લોજીકની પ્રોફેસરશીપની ભલામણ મોકલી આપ્યાં હતાં.

# એક દીનબાળાની દયામણી કહાણી

## ૧

ભયંકર દુર્ભિક્ષનું સામ્રાજ્ય સર્વત્ર વ્યાપી રહ્યું હતું. રૂપીયાના બશેર ચોખા પણ નહોતા મળતા. સર્વત્ર સોનું રૂપું અને ઝવાહીર, અન્ન અને પાણીની સરખામણીમાં અધિક સસ્તાં થઈ ગયાં હતાં. માત્ર હાડકાં અને ચામડાં એ બેનાંજ શરીરનાં માણુસો ઠામ ઠામ અન્નજળની શોધમાં ફરતાં કાંઈક સ્થળે ઓચિંતા રસ્તામાંજ પડી ભૂખતરસને લીધે મૃત્યુને શરણ થતાં હતાં.

ભરવાડ ઢોરોના ધણ લઈને ગામે ગામે અને સીમે સીમે ભટકતા હતા. કયાંયે ચારો મળે? કયાંયે જળ મળે? ઢોર માર્ગમાં બેસણ પડી મરતાં. એક એક ઢોર મરતાં ભરવાડોનું મૃત્યુ થતું.

## ૨

આવે વખતે એક શહેરનાં એક ભવ્ય મહાલય આગળ ત્રણ મરૂ ભૂમિના બાસ આવી પહોંચ્યા; તેમનાં શરીર બ્રાહ્મણનાં હતાં એમ તેમાંના પુરૂષનાં શરીર ઉપર ધારણ કરેલાં શ્વેત સૂત્રત્રયી પરથી સમજાતું હતું. મધ્યાન્હ સૂર્ય આ વેળા માથે આવી રહ્યો હતો. જગત માત્રને તે ઇશ્વરની કોપિતદૃષ્ટિ સમો તાપથી પરિતાપ પમાડી રહ્યો હતો.

મહાલયનું દ્વાર અંદરથી બન્ધ હતું. પુરૂષે એકલા પગથીઆં ચઢી પેલું દ્વાર ખખડાવ્યું. અંદરથી જવાબ મળ્યો "કોણ?" પણ એ કમનશીબ પુરૂષ તે જવાબ સાંભળે તે પહેલાંજ ભૂખ અને તરસનાં દુઃખથી પડી જઇ વિગાતાઆત્મા થઇ ગયો.

## ૩

"હાં! હાં! બાપા!" કરતી પાંચ વર્ષની લક્ષ્મી પોતાના પિતાને વળગી પડી; અત્યંત ક્ષીણ થઇ ગયેલી એ છોકરીએ ક્ષીણ સ્વરે પોતાની માતાને લલકારી. "બા! જો, બાપાને કંઇ થઈ ગયું છે; એનાથી ઉઠાતું નથી; આણી

ગાયને એવુંજ થયું હતું. તેની માફક એને પણ દાટી દેવા પડશે? એ આપણી સાથે હવે નહિં આવે"? "લક્ષ્મી! બહેન! આપણું નશીબ ફુટી ગયું. વૈશુ વ્હાલા!" આમ અત્યંત મંદ સ્વરે બોલતી વિશ્વનાથની પત્ની પતિનાજ શરીર પાસે બેસી ગઈ. "ના, ના, તમને એકલા નહિં જવા દઉં" એમ બોલતી વિજયા વિશ્વનાથના શરીર ઉપર ઢળી પડી. લક્ષ્મીનાં મુખ ઉપર ગભરાટ છવાઈ ગયો. "બા, બા, બા, કેમ બોલતી નથી? ઓ બા! ઓ બા!" વિજયાએ જરા આંખ ઉઘાડી. બહેન! બારણું ઠોક. લક્ષ્મીએ બારણું ઠોકયું. "અરે ઇશ્વર!" આટલાજ શબ્દો વિજયાના મુખમાથી બહાર પડ્યા. ઘરમાંથી એક વૃદ્ધ બહાર આવ્યો એનું મુખ તેજસ્વી હતું. ગળામાં જનોઈ હતું. ગૌર વર્ણ હતું. કેશ દૂધ જેવા સફેદ હતા. ગળામાં રૂદ્રાક્ષની માળા હતી. કપાળે ત્રિપુંડ ધારણ કરેલું હતું. એણે માતા, પિતા અને પુત્રીને જોયાં. "કેમ બહેન! વૃદ્ધે પૂછ્યું. વિજયાએ ફરી આંખ ઉઘાડી; 'શાસ્ત્રીજી! અમે બ્રાહ્મણ છીએ. આપનું નામ સાંભળીને અહીં આવ્યા છીએ. આ લક્ષ્મી તમને સુપ્રત કરીએ છીએ. એ ગયા. એમની વ્યવસ્થા કરવા હું જાઉં છું. એ છોકરીની સંભાળ રાખશો." "બહેન!" વૃદ્ધથી એટલુંજ બોલાયું.

વિજયા—મ્હને હવે આની ચિંતા નથી. આટલું બોલતાં લક્ષ્મીના માતાનાં મુખ ઉપર કાંઇક મીઠું ઝીણું હાસ્ય છવાઇ રહ્યું. એ કૃશ પણ સૌન્દર્ય પૂર્ણ મુખ ઉપર કાંઇક અવનવો આનંદ તરવરી રહ્યો.

ચિન્તામણીશાસ્ત્રીએ એ યુગલની ઉત્તર ક્રિયા કરી. લક્ષ્મી એમનાજ ઘરમં રહેતી હતી. એમના એકજ સંતાન કૃષ્ણલાલની એ સહાધ્યાયી બની. કૃષ્ણલાલની ઉમ્મર આ વેળા દસ વરસની હતી. લક્ષ્મીની ઉમ્મર પાંચ વરસની હતી. ચિન્તામણીને સન્તાનરત્ન બરાબર અર્ધી સદીની ઉમ્મર પછી સાંપડયું હતું. પુત્રને જન્મ આપતાંજ એની માતા ગુજરી ગઇ હતી. એની પાસે અનર્ગળ ધન હતું. લોકવાયકા એવી હતી કે એમને કિમિયો આવડતો હતો. પત્નીના ગુજરી જવા પછી એમણે વેદાન્તનો અભ્યાસ શરૂ કર્યો હતો. એમનું દ્રવ્ય દાનમાં ખર્ચાયલું અને એઓનું ચિત્ત તદ્દન શાંત હતું. એઓ ક્ષત્રિય તો હતાજ. હવે બ્રહ્મનિષ્ઠ

૪

થયા હતા. એમનાં ઘરમાં રમા કરીને એક દાસી હતી. તે પણ બ્રાહ્મણજ હતી. એના પર ચિન્તામણિને પુત્રી જેટલું વ્હાલ હતું.

લક્ષ્મી—દાદાજી ! કૃષ્ણને તમે ભણાવો છો ને એને તરત આવડી જાય છે અને મ્હને તો યાદ નથી રહેતું.

ચિન્તામણિ—બેટા ! તને પણ ધીમે ધીમે યાદ રહેતું થશે. હજી તું બહુજ બાળક છે.

લક્ષ્મી—પણ દાદાજી ! હું જ્યારે મ્હારે ઘેર હતી અને બા સવારે ગાય દોહીને મ્હને દૂધ આપતી ત્યારે તો બાપા હવન કરતા અને મંત્રો બોલતા તે મ્હને તરત આવડી જતા.

ઉપલા શબ્દ સાંભળી ચિન્તામણિ કાંઇક વિચારમાં પડતા અને કહેતા "બહેન ! થોડા દિવસમાં આપણી ગાય આવશે ત્યારે ત્હને હું દૂધ આપીશ. આ પ્રમાણે દાદાજીની સાથે લક્ષ્મીનો કાળ ભવિષ્યની આશામાં પસાર થતો હતો. વગર જાણ્યે કૃષ્ણલાલ પણ એનાં જીવનનાં એક અંગ જેવો બન્યો જતો હતો.

૫

ઉપલી વાતને જોતજોતામાં દસ વર્ષ વીતી ગયાં. કૃષ્ણલાલ વીસ વર્ષનો યુવાન થયો છે. લક્ષ્મી પણ પંદર વર્ષની હતી. એનાં અંગે અંગમાં છુપાઇ રહેલું લાવણ્ય અવયવેઅવયવમાંથી ડોકીઆં કરી રહ્યું હતું. કાલીદાસની બાલ અને યૌવનની મધ્યે મધુશ્રી ઝોલાં ખાય છે એ કલ્પના લક્ષ્મીમાં મૂર્તિમંત થતી લાગતી હતી. લક્ષ્મી તે ખરેખર લક્ષ્મીજ હતી. આવી વખતે ચિંતામણિનો દેહાન્ત થયો. એ બનાવ પછી રમાનું શાસ્ત્રીજી પર કેટલું હેત હતું તે બરાબર જણાયું. રમા બાલવિધવા હતી. એને કોઇ પણ અંગનું સગું ન હતું. શાસ્ત્રીજી એના દૂરના સગા થતા હતા. બાર વર્ષથી ત્રીસ વર્ષ સુધી એ શાસ્ત્રીજી પાસેજ રહી હતી. કૃષ્ણલાલની માતાના મૃત્યુ પછી કૃષ્ણલાલની માતાની સર્વ વ્યવસ્થા અને ઉછેરવાનું કામ રમાનેજ કરવું પડયું હતું. કૃષ્ણલાલ પણ રમાને માતા તુલ્ય જ્યેષ્ઠ

ભગિનીજ જાણતો હતો. રમાનું જીવન તદ્દન નિર્દોષ બ્રહ્મચર્ય પાળતાંજ વીતતું હતું.

શાસ્ત્રીજીનાં પંચત્વ પામ્યા પછી રમાનું શરીર પણ એક વર્ષની અંદર છેક ઘસાઇ અને એ પણ દેવલોક પામી.

૬

લક્ષ્મી અને કૃષ્ણુલાલ બન્ને સરખાં થયાં. નમાયા થયાં. નબાપા થયાં. શાસ્ત્રીજી જીવતાંજ એક સત્પાત્રની પુત્રીની જોડે કૃષ્ણુલાલનો વિવાહ કરતા ગયા હતા. એ લોકોએ કૃષ્ણુલાલને લગ્ન કરી દેવા માટે આગ્રહ કરવા માંડયો પણ કૃષ્ણુલાલની સ્થિતિ કેવી હતી? લક્ષ્મી એનું જીવન લઇ ગઇ હતી. એ લક્ષ્મીને અત્યંત ચહાતો હતો પણ લક્ષ્મીની સાથે વાત કેમ થાય? એની અનાથ સ્થિતિનો લાભ લીધો એવું ન થાય? કવચિત્ કવચિત્ વ્યવહારમાં એની આંખ લક્ષ્મી ઉપર ઠરી જતી. વ્યવહારમાં સ્પર્શ થતાં એને રોમાંચ થતો. એનું હૈયું ધબકી ઉઠતું અને કંપ થતો. લક્ષ્મીની પણ એજ સ્થિતિ હતી. કૃષ્ણુલાલ એટલે એની આંખોનો તારો. કૃષ્ણુલાલની તબીયત એ એવી સાચવતી કે કૃષ્ણુલાલને કશી પણ ઉણપ જણાતીજ ન હતી યુવાન થતી લક્ષ્મી માતાસમી કાળજીથી કૃષ્ણુલાલની સંભાળ રાખતી; ભગિની જેવો પ્રેમ રાખતી અ દાસી જેવી સેવા કરતી. કૃષ્ણુલાલનાં સર્વ સગાંઓ, હિતસ્વીઓ અને સર્વ કોઇનું એ કેન્દ્ર થયેલું મૂર્તિમંત સ્વરૂપજ બની રહી હતી.

સવારના પહોરમાં લક્ષ્મી વહેલી ઊઠી ગૃહકાર્યમાં પ્રવૃત્ત થતી. એ કૃષ્ણુલાલ ઊઠે તે પહેલાં દાતણપાણીનો લોટો તૈયાર કરી પાટલો માંડતી. અને પહેલાં પોતે ન્હાઇ ધોઇ નિવૃત્ત થય પછી કૃષ્ણુલાલનાં સ્નાનને માટે પાણી વિગેરે કાઢી એનાં ધોતીઆં ને ટુવાલ સ્વચ્છ રીતે ગોઠવતી. ત્યાર પછી કૃષ્ણુલાલનો સંધ્યા ને પૂજાનો સામાન તૈયાર રાખતી. પૂજા કરી રહ્યા પછી ગાય દોહી લાવી હોય તેના મિષ્ઠ દૂધનો પ્યાલો કૃષ્ણુલાલ આગળ ધરતી. ત્યાર પછી કૃષ્ણુલાલ પોતાના પાઠની આવૃત્તિ કરી રહે તે દરમ્યાન એ સુંદર રસોઇ કરી વૈશ્વદેવનો સામાન તૈયાર કરી

કૃષ્ણુલાલ આગળ મૂકતી. કૃષ્ણુલાલ ત્યાર પછી વૈશ્વદેવ કરી કોઈ અતિથિને લઈ ભોજન કરતો. ત્યાર પછી એ પોતાના વ્યવહારકાર્યમાં જોડાતો. એટલી વારમાં લક્ષ્મી પોતે જમી પરવારી કૃષ્ણુલાલ પાસે બેસતી. કૃષ્ણુલાલ એને પોતાનો અભ્યાસ આગળ વધારવામાં મદદ કરતો. ત્યાર પછી કૃષ્ણુલાલને કોઇક મળવા મૂકવા આવતું. એ કોઇકને ત્યાં જતો તે દરમ્યાન ઘરની બગડતી સમરતી વસ્તુ જોઈ લક્ષ્મી સાયંસંધ્યાની સામગ્રી તૈયાર કરતી. ત્યાર પછી રાત્રે ભોજન કરી બંને કાંઇક કથાવાર્તા કરી પોતપોતાના ઓરડામાં સુવા જતાં. આ એ લોકોનો નિત્યનો ક્રમ હતો. એમાં ન હતી વિશિષ્ઠતા કે નહિં કાંઈ ધમાલ. એ લોકોનું જીવન તદ્દન સાદું, શાંત અને સાત્વિક હતું.

૭

એકાંત, યુવાન અવસ્થા, એક બીજાનો અત્યંત સહવાસ, એક બીજાનું અમાનુષિક સૌન્દર્ય, દરેકનું એક બીજાનાં સર્વસ્વ રૂપેજ ગળાતું જીવન અને પરસ્પરના નિર્મળ ભાવો અને સેવા એ શું સ્નેહનાં જનક ન હોઈ શકે ? લક્ષ્મીને કૃષ્ણુલાલના સાન્નિધ્યમાં કાંઇક ઓર આનંદ આવતો. એની સેવા એજ એનું ધ્યેય, અભ્યાસ થઇ પડયો હતો. લક્ષ્મી કૃષ્ણુલાલને અંતરથી દેવ તરીકે પૂજતી અને મનથી અસ્પૃશ્ય ગણતી.

"હું અનાથ, અસહાય ભિખારી, મ્હારાથી એના સામું કેમ જોવાય ? એનું સંસારસુખ મ્હારાથી કેમ નષ્ટ થાય ? લોક શું કહે ? મ્હારે મ્હારૂં જીવન તો એની સેવામાંજ સમર્પણ કરવાનું છે" આવા વિચારે લક્ષ્મી પોતાનું મન વાળતી; કેટલીક વાર એકાંતમાં આંસુ સારતી.

૮

કૃષ્ણુલાલનાં લગ્ન સવિતા સાથે થઈ ગયાં. સવિતા ઘેર રહેવા આવી પણ એની પ્રકૃતિ અસ્વસ્થ રહેતી. ગૃહકાર્યનો સઘળો ભાર લક્ષ્મીને માથેજ રહેતો. તો પણ સવિતાને લક્ષ્મી ઉપર સ્નેહ હતો અને લક્ષ્મીને પણ સવિતા પર સ્નેહ થયો હતો. કોઈક કોઇક વાર કૃષ્ણુલાલ વિચારમાં પડી જતો. એ લક્ષ્મી સામું જોઈ રહેતો લક્ષ્મીની અને એની

આંખ કોઈક વાર મળી જતી. લક્ષ્મી તે વખતે દીન બની જતી, લાચાર થઈ જતી, એ પોતાનું ભાન ભૂલી જતી હતી.

૯

સવિતાને ક્ષય લાગુ પડયો હતો. ડોકટરે સલાહ આપી કે એનામાં જીવતું લોહી દાખલ કરવું જોઇએ. કોઇએ પોતાની ફસ ખોલાવી સવિતાને લોહી આપવું જોઇએ. જો એમ થાય તોજ સવિતાનો અસાધ્ય થતો રોગ સાધ્ય થઈ શકે. લક્ષ્મીને આ વાતની ખબર પડી. લક્ષ્મીએ કૃષ્ણલાલ જ્યારે એકલા હતા ત્યારે કહ્યું "કૃષ્ણલાલ ! મ્હારામાં લોહી પુષ્કળ છે. મ્હારૂં જીવન શું કામનું છે? હું મ્હારૂં જીવન સવિતાભાભીને આપીશ."

કૃષ્ણલાલ ગભીર થઈ ગયો. "લક્ષ્મી ! ના, એમ કેમ બને ? એક જીવન બચાવવા જતાં બીજાનું જીવન હરી ન લેવાય." આ વેળા લક્ષ્મીથી છાનું ન રહેવાયું. એની આંખમાંથી આંસુ સરી પડ્યાં. "એ લોહી હવે હરાવાનું બાકી રહ્યું છે? એ તો કયારનું હરાઇ ગયું છે." એનાથી આગળ બોલાયું નહિં. કૃષ્ણલાલે હાથ ઘસી લક્ષ્મીની સામું જોયું.

કૃષ્ણલાલ—પહેલાં કેમ ન બોલી? આપણી આડે આવનાર કોણ હતું? લક્ષ્મી ! હવે એ વાત આપણા હાથની નથી.

લક્ષ્મી—નાથ ! મ્હને માફ કરશો. હું તમને પાડું ? હું તો તમારા ઘરની આશ્રિત. મ્હારે તો તમારી સેવાજ કરવાની.

કૃષ્ણલાલને ફેર આવવા માંડ્યા. એને જગત ફરતું લાગ્યું. એટલુંજ એનાથી બોલાયું. बलीयसी केवलमीश्वरेच्छा ।

૧૦

કૃષ્ણલાલ ઘરનું સર્વ કામકાજ કરે છે પણ લક્ષ્મી ઘરમાં ફરતી રૂપાની દીવી હોય તેમ જ્યાં જ્યાં ફરે છે ત્યાં ત્યાં પ્રકાશ પાથરે છે, આનંદ પાથરે છે. એણે ડૉકટરને કહી પોતાની ફસ ખોલાવી પોતાનું લોહી સવિતાને આપ્યું. ડૉકટરે ફસ બંધ કરી, ટાંકા મારી એક બ્રાન્ડીનો ડૉઝ ને દૂધનો ભાગ આપી વિદાયગીરી લીધી. લક્ષ્મીમાં અત્યંત નબળાઇ આવી

ગઈ હતી. એને પણ પથારીમાં એક દિવસ સુવું પડયું. બીજેજ દિવસે નબળાં શરીરે પણ એણે સઘળું ગૃહકાર્ય કર્યું. રાત્રે સુવા જતાં પહેલાં એ કૃષ્ણુલાલને મળવા ગઈ. કૃષ્ણુલાલ અત્યંત શ્રમને લીધે અત્યારે આંખ મીચી ઇઝીચેર પર પડયો હતો, ઊંઘી ગયો હતો. એ ધીમે પગલે કૃષ્ણુલાલ પાસે આવી. એણે એને ઊંઘતો જોયો. એણે ઊંચી દૃષ્ટિ કરી હાથ જોડ્યા. "હે ઇશ્વર! મ્હારો ગુન્હો માફ કરજો." એ ધીમેથી વાંકી વળી. એણે કૃષ્ણુલાલના કપોલ ઉપર એક આસ્તેથી ચુંબન કર્યું. એ કૃષ્ણુલાલને પગે લાગી. જેવી રીતે ધીમે પગલે આવી હતી તેવીજ રીતે ગુપચુપ પાછી ચાલી ગઈ. કૃષ્ણુલાલે તો ઊંઘ્યાજ કર્યું.

૧૧

બીજે દિવસે કૃષ્ણુલાલ ઊઠયો પણ આજે લક્ષ્મી નહોતી ઊઠી. એ લક્ષ્મીને ઓરડે ગયો. એણે બારણાં પર હાથ લગાવ્યો. બારણું તરતજ ઊઘડી ગયું. એ અંદર દાખલ થઈ ગયો. લક્ષ્મીની પથારી પાસેથી લોહીની નીક વહેતી હતી. એણે ફસના ટાંકા તોડી નાંખ્યા હતા. એની બીજી બાજુએ તરતની લખેલી એક ચીઠ્ઠી પડેલી હતી. શાહી હજી લીલીજ હતી; લોહી ગરમજ હતું.

પ્રિય કૃષ્ણ,

મ્હારૂં જીવન નિર્માલ્ય હતું. તમારૂં નિર્માલ્ય થતું મ્હને લાગ્યું. એ વાત મ્હને અસહ્ય લાગી. ઇશ્વરની ઇચ્છા હશે તો આવતે જન્મ આપણે મળીશું. સવિતાભાભીને આરામ થશે. તમારૂં જીવન સુખી થાઓ એજ પરમ કૃપાળુ પરમાત્માને મ્હારી દીનની પ્રાથના છે. મ્હારે માટે શોક કરી નાહક દુ:ખી થશો મા. મ્હને આજ વ્યાજબી લાગ્યું.

લી. લક્ષ્મી

૧૨

કૃષ્ણુલાલે ચીઠ્ઠી વાંચી કપાળે હાથ મૂકયો. આકાશ સામું જોયું. લક્ષ્મીની સર્વ ઉત્તરક્રિયા એણે કરી. સવિતાને પણ આરામ ન થયો. છ માસમાંજ એ પણ દેવલોક પામી.

આજે કૃષ્ણલાલના ઘર આગળ ભવ્ય મહાલયમાંથી ત્યાં તેનું ખંડીયેર પડયું છે. ઉપલા બનાવને ચોકખાં ત્રીસ વર્ષ વહી ગયાં છે તો પણ એક અતિ તેજસ્વી વિશાળ ભાલધારી સુદૃઢ, સશક્ત, અતિ ગૌરવર્ણ, કૌપીનધારી, દંડી આ ખંડીયેરમાં આવે છે ત્યાં એની આંખમાં ઝણુ-ઝણી આવી જાય છે. કોઈકિવાર એની સાથે બાર વર્ષના બાળકને એ લેતો આવે છે. અમુક જગ્યાએ ખોદાવી તેમાંથી બે ત્રણ સુવર્ણમુદ્રાની મુઠીઓ કઢાવી પાછો ચાલ્યો જાય છે અને એ મુદ્રાઓ ગરીબને દાનમાં વહેંચી દે છે.

# ચિત્રકાર પંડિત

ગાંડો પંડિત ન્હાનો હતો, છેક ચાર વર્ષનો હતો, ત્યારથી એ કોલસા વતી ઘરની ભાંતો ચીતરી મૂકતો. એના પિતા એને કાંઈ પણ તોફાન માટે કહેતા નહિં કારણ કે સદાશિવ પંડિતનાં કુટુંબમાં ચિત્રવિદ્યાએ સ્વાભાવિકજ વાસ કર્યો હતો. પંડિતના સર્વ ભાઇઓ પણ ચિત્રવિદ્યામાં કુશળ હતા. પંડિતની ઉમ્મર વખત જતાં જેમ જેમ વધવા લાગી તેમ તેમ એ પ્રકૃતિની ખુબીઓ સમજવા લાગ્યો. એના પિતાએ એને થોડી પાંછીઓ, ડ્રોઇંગ પેપર અને એક નવી રંગની નાનકડી પેટી લઈ આપી હતી. એ પેટી તથા પીંછીઓ લઈ ન્હાનો પંડિત ગિરનારના ડુંગરો પર કુદરતના જુદા જુદા દેખાવો જોતો અને પોતાના કાગળો ઉપર ગિરનારનાં આકાશના જુદા રંગો ચીતરતો. ખાડા, ટેકરાઓ, ગિરનાર પર વહેતાં પાણીનાં ઝરણાંઓ, પાણીમાં પડતા ગિરનારના ઝાડના પડછાયા એ ઉતારવા પ્રયત્ન કરતો; કલાકોના કલાંકો સુધી ગિરનાર પર ફર્યા કરતો; ઘણી વખત ગિરનારની ઝાડીમાં ગુંચવાઈ જતો, ભૂલો પડતો, પણ ગિરનારનાં જંગલી પ્રાણીઓ પણ એનાં કુટુંબી હોય, એને ચહાતાં હોય, એની ચિત્રકળા અને એની ચિત્રકળાની અનન્યતાને વખાણતાં હોય તેમ એને હેરાન કરતાં નહિં. તેઓ પણ જાણે પોતાની છબી ચીતરનારને ચહાતાં હોય એમ લાગતું હતું. નિર્દોષ હરણાં જાણે કે સમજણાં હોય તેમ એ જ્યારે તેમની છબી ચીતરતો ત્યારે સ્તબ્ધ ઉભાં રહેતાં. વાઘ, સિંહ અને બીજાં હિંસક પ્રાણીઓ પણ જાણે એની પાસે પોતાની પ્રતિકૃતિ કઢાવી પોતાનો મહિમા જગતને જણાવવા માગતાં હોય તેવી રીતે એ જ્યારે તેમને ચીતરવા બેસતો ત્યારે એને હેરાન ન કરતાં. ચિત્રવિદ્યામાં આટલી બધી તન્મયતા છતાં એની સુજ્ઞ, સુશીલ અને ગુણીયલ માતા એ બીજી દુનિયાનો ન બની જાય તે માટે એની પૂરી કાળજી રાખતી. તે એનાં ચિત્ર વખાણતી અને ઉત્તેજન આપતી પણ સાથે દુનિયાનાં બીજાં કામોની ઉપયોગીતા સમજાવતી અને અનેક બીજાં કામો ઉપર ધ્યાન આપવા ફરજ પાડતી. આ સર્વને પરિણામે

પંડિત અભ્યાસમાં ઘણો આગળ વધ્યો અને એ મેટ્રિકની પરીક્ષા પાસ કરી કૉલેજની ઊંચી કેળવણી લેવા મુંબાઈ આવ્યો.

૨

પંડિતના સ્વભાવમાંજ કાંઈક એવું હ કે એ સૌથી સહજ નિરાળો પડી જતો. કાં તો એ પોતાના અભ્યાસમાંજ હમેશાં પરોવાયલે રહેતો નહિં તો એ પોતાની પીંછીઓ અને રંગની પેટીઓ લઈ મુંબાઈની ગડમથલ છોડી દરિયાના કિનારા ઉપર કાંઇને કાંઈ કાગળ ઉપર લીસોટા કાઢયાં કરતો. લોક ન સમજતા કે એમાં એને શું આનંદ આવતો હશે પણ એજ એનું સ્વર્ગ હતું; એમાંજ એનું જીવન સર્વસ્વ સમાયલું હતું. હજી એ મોહમયીના મોહમાં ફસાયો ન હતો; એને એનું સનાતન ઉદાર વ્યોમ, એને એની ઉર્મિમાલાથી ક્ષુભિત નજર પહોંચે ત્યાં સુધીની સમુદ્રની સપાટી, સોનેરી સંધ્યાના અવનવા રંગો અને શરદનું મેઘધનુષ્ય, એજ એનું જગત લાગતું હતું. મનુષ્યમાત્ર તરફ એને તિરસ્કાર નહિ પણ બેદરકારી હતી.

સુંદર ઘોડાઓ, જંગલી અને પાળેલા કુતરાઓ, ઘરમાં દોડતી કુદતી બિલાડીઓ, નાસાનાસ કરતા નોળીયાઓ અને ગુણીયલ ગાય તથા ભોળી ભેંસ, ભલો અને ભૂંડો શિયાળ, નિર્દોષ મૃગ અને નાચતો મોર, એજ એને પોતાનાં સહચર લાગતાં. એનેજ એ વખાણતો અને તેનેજ એ ઈશ્વરની પ્રસાદી સમજતો. પંડિત સ્વભાવે જેવો સરળ હતો તેવોજ એ શરીરે સુદૃઢ હતો. એના મોટાભાઈ અંગકસરતના અત્યંત શોખીન હતા અને તે એનું શરીર બરાબર ખીલે અને એના અવયવોની રગેરગમાં રકત બરાબર દોડે અને એના સર્વ અવયવ સુદૃઢ થાય, ટુંકામાં એ આદર્શ મરદ બને માટે એને કસરત કરવાની ફરજ પાડતા અને પરિણામે પંડિતને કસરત કરવાની ટેવ પડી ગઇ હોવાથી અત્યારે સોળ વર્ષની ઉમ્મરે એ સત્તાવીશ વર્ષની ઉમ્મરથી પણ વધારે બળવાન બન્યો હતો. એનાં અંગ પ્રત્યંગ બરાબર ખીલ્યાં હતાં અને સોળ વર્ષની ન્હાની ઉમ્મરમાં તો એનામાં પૂરેપૂરી જુવાની ઝૂકી રહી હતી. પરંતુ બ્રહ્મચર્યના પ્રભાવને લીધે હજુ એના ચિત્તમાં અનંગને અવકાશજ મળ્યો ન હતો. એ સ

સૃષ્ટિવિજ્ઞાનથી અજ્ઞ હતો. એનાં મ્હોં પર મૂછનો દોરો ફૂટયો હતો તે એના ગોળ મુખની સુંદરતામાં કાંઈક ઓરજ સુધારો વધારો કરી રહ્યો હતો. એ જ્યારે ચિત્ર કાઢવા વાંકો વળતો ત્યારે એના વાળના ઘટ ગુચ્છા ભવ્ય ભાલપ્રદેશ પર પથરાઈ જઈ ચંદ્રને ગ્રહવા આવેલા રાહુનું ભાન કરાવતા હતા. એ પ્રકૃતિપ્રદેશનું અવલોકન કરવા આમતેમ ફરતો ત્યારે એની ઝીણી અને તીક્ષ્ણ સુરમો આંજેલી આંખો ભાદ્રપદની અમાસની જગતને અંધકારમાં ડુબાડતાં અત્યંત ગાઢાં વાદળમાંથી નીકળતી વિદ્યુતના ચમકારનું ભાન કરાવતી હતી.

એની નાસિકા સીધી હતી અને એના હોઠ કાંઈક પાતળા અને બીડેલા રહેતા. તે જાણે એમ લાગતું હતું કે માંહે આવેલી સીધી અને સફેદ દંતાવલી રૂપી મૌક્તિકમાળનું રક્ષણ કરનાર માણેકની કોટી ન હોય! એની ગરદન કાંઇક ઊંચી અને હમેશાં જાણે વિનયથી નમેલી હોય તેમ નમણી રહેતી. પત્થરની શિલા જેવું એનું વક્ષસ્થળ કાંઈક ઉન્નત અને વિશાળ હતું અને જોનારને ભાન થયા વિના રહેતું નહિ કે આટલી પાતળી કટી જ્યારે આવા વિશાળ વક્ષસ્થળનો ભાર વહન કરે છે ત્યારે એનામાં સિંહની કટીનું બળ હોવું જોઇએ. એના ઉરૂદંડ ઉપરોક્ત વક્ષ સ્થળરૂપી શલાકાની ટેકરી થતાં જાણે કે બે અત્યંત બળયુક્ત સ્થંભ હોય એમ લાગતા હતા. એના બાહુ કાંઈક વિશેષ લાંબા હતા અને એ જ્યારે ચાલતો ત્યારે કાંઇક લંગડાતી એની ચાલ સ્પષ્ટ જણાવતી કે આ વક્ષસ્થળનો ભાર સહન કરવો એ કામ મુશ્કેલીનું છે.

૩

પંડિતને આજે મુંબાઇ આવ્યાને એક મહિનો ને પૂરા પંદર દિવસ થઇ ગયા હતા અને જો કે એ રેસીડન્સીમાં રહેતો હતો, તો પણ એના કોઇ ખાસ મિત્ર થયા ન હતા. આવા સ્વાનંદમાંજ રહેતા નિરાળા પુરુષ સાથે કોને મૈત્રી થાય? તો પણ આખરે એ મનુષ્યજ હતો. એને મિત્રની અપેક્ષા લાગી. રેસીડન્સીમાંજ ઉપરનાં માળ ઉપર રૂમ નં. ૫માં ઇંદ્રનાથ રહેતો હતો તેનો સ્વભાવ પંડિતને ગમી ગયો હતો. તેનીસાથે એનું મન મળી ગયું અને કોઈ કોઇવાર એ તેની સાથે ફરવા પણ જતો. ઇંદ્રનાથ એને

લઇ ખૂણેખૂણા રખડતો. મુંબઇનાં મોટા મોટા મહાશયોનાં મોટાં મોટાં મહાલયોથી માંડી ગરીબમાં ગરીબનાં ઝુંપડાંઓ સુદ્ધાં એ પંડિતને બતાવતો. પંડિતને એમાંથી ઘણું શીખવાનું ને જાણવાનું મળતું. એનું મન મનુષ્ય માત્ર ઉપર જે બેદરકારી દાખવતું હતું તે સહજ પીગળ્યું. ગરીબનાં દુઃખો જોઇ આર્દ્ર બનતું અને કહેવાતા મોટા માણસોનાં અભિમાન જોઇ તેના તરફ ધૃણાયમાન થતું. પંડિત ઘણી વાર ઇન્દ્રનાથની કવિતાઓ વાંચતો. એની લખેલી ન્હાની ન્હાની સત્ય વાતો જોતો અને તેના ભાવ ઉતારવા પ્રયત્ન કરતો અને ઇશ્વરની સંસારમય મહાન લીલાનું અવલોકન કરી તેના તરફ એ સપ્રેમ ભયસહિત ભક્તિમાન બનતો. આવી રીતે કૉલેજની પહેલી ટર્મ પૂરી થઇ અને બીજી ટર્મની શરૂઆત થઈ.

આજે પંડિત અને ઇંદ્રનાથ ચોપાટી પરથી ફરી આવ્યા પછી પંડિતને કાંઇ ચેન પડતું હોય એમ લાગતું નથી. એ રસ્તામાંથીજ મૂંગો બની ગયો હતો પણ ઇંદ્રનાથને તેનો કાંઇ પણ ખ્યાલ ન હતો. તે પણ એની સાથે પોતાના કાવ્યના તરંગમાં ને તરંગમાં પોતાના રૂમ પર આવ્યો. એક બીજાને ગુડનાઇટ કરી બન્ને મિત્રો છૂટા પડયા. પંડિતે રૂમ પર જઇ તરતજ પોતાની પીંછીઓ હાથમાં લીધી અને એ તરતજ ચીતરવા મંડયો. શું અત્યારે એ દરિયા પર જોયેલું પ્રકૃતિનું દૃશ્ય ચીતરવા બેઠો હતો કે એ ચંદ્રએ મોકલેલા સમુદ્રને સંદેશા અને તેને લીધે સમુદ્રમાં ચઢતી ભરતી નિર્માણ કરતો હતો કે પછી એ ચંદ્રકિરણોનાં સુધાવર્ષણથી પ્રફુલ્લ થયેલી પ્રકૃતિની પ્રતિકૃતિ પાડતો હતો ? ના, એવું કંઇ નહોતું. જો એની પીંછી અત્યારે ફકત કાળા રંગમાંજ વારંવાર પડે છે અને પાસે બહાર કાઢેલા રંગોમાં પણ પીળો, કાળો અને લાલ સિવાય બીજા કોઇ નથી. આ એક ડ્રોઇંગ પેપર પણ ચિત્રથી ભરાઇ જઇ બાજુ પર પડેલો છે. તેમાંથી એ શું ચીતરે છે તે આપણને સહેજ માલમ પડશે. અરે ! આ તો નેત્રમયજ ચિત્રપટ પડયું છે ! બસ આંખોજ આંખો. સિવાય બીજું કાંઈ નહિ. કાંઇક આંખો કાળી ને પહોળી છે; કાંઇક આંખો લાંબી ને પહોળી નિર્દોષ મૃગલાંની આંખો જેવી છે. કાંઇક આંખોમાંથી ચંદ્ર અને શુક્રનું સુધાવર્ષણ થઇ રહ્યું છે, કાંઇક ફકત

રાતી ભસ્મીભૂત અનંગને પાછો સજીવ ને સચોટ કરી રહી છે અને કાંઈક આંખોમાંથી કામનું કુતુહલ સ્પષ્ટ સમજાય છે.

૪

બીજે દિવસે સવારે ઇંદ્રનાથ પંડિતના રૂમ પર આવ્યો અને ત્યાં એણે પણ પંડિતની આ પ્રવૃત્તિ જોઇ આશ્ચર્ય થયા વગર ન રહ્યું. ઇંદ્રનાથ કહે પંડિત! "આ શું? આજ તો કાંઈ નવાંજ ચિત્રો ત્હેં કાઢવા માંડયાં છે ને?" પંડિત કહે "ભાઈ! ગઈ કાલે આપણે ચોપાટી પર ફરવા ગયા ત્યારે હું આમ તેમ કુદરતની લીલા જોતો હતો. તેવામાં કોઇએ મ્હારા સામું જોયું. તે કોણ હતું તે હું ઓળખતો નથી પણ તેના જોવામાં કોણ જાણે શું હતું? તે જાણે કે તેની આંખથીજ મ્હને પોતાને ત્યાં આમંત્રણ આપતું હોય એમ મ્હને લાગ્યું. વળી તેજ નજરમાં કાંઇ આજીજીનો ભાવ હતો. ઉપરાંત ઘણા લાંબા સમયથી તે મ્હને ઓળખતું હોય તેમ મ્હને જોયો ત્યારે આંખ નીચી ઢળી ગઇ; ત્યારે મારી છાતીમાં કોઇ તીક્ષ્ણ ધારની છરી વતી ઘા કરી ગયું હોય તેમ થોડી વાર પછી મ્હારાં. હૃદયમાં ચચરાટ થવા લાગ્યો અને તેને ફરીથી જોઇ અને મ્હારી ને તેના આંખ ફરી પાછી મળે એમ મ્હારા મનમાં અત્યંત આકાંક્ષા થવા લાગી અને મ્હારી નસે-નસમાં લોહી જોરમાં વહેવા લાગ્યું અને મ્હને મ્હારા હૃદયનો ધબકાર પણ સ્પષ્ટ સમજાવા લાગ્યો. એ દૃષ્ટિપાતથી મ્હને સમજાયું કે હજારો કુદરતી દૃશ્યો કરતાં પ્રભુએ મનુષ્યની એક આંખની અંદર વિશેષ આકર્ષણ મૂકેલું છે અને સૃષ્ટિનાં સૌંદર્યનો સાર એમાંજ સમાયેલો છે."

ઇંદ્રનાથ–પંડિત! તું આજથી નવી દુનિયામાં પેઠો છે. પ્રભુ તને એ દુનિયામાં પણ સુખી કરે એજ મારી ઇચ્છા છે. બાકી એ દુનિયામાં ગુલાબના ફૂલની મઝા છે તેમજ ગુલાબના કાંટાની તીક્ષ્ણ અણીઓ પણ ખુંચે છે. એમાં મદિરાની મીઠી લહેજત છે તેમજ તેની બેવકુફી અને શિરોવેદના પણ છે; એમાં અમૃતની મીઠાશ અને નવા જીવનની પ્રેરણા છે પણ સાથે એમાં મુર્છાની જડતા અને કાલકૂટની મૃત્યુની પણ શક્તિ છે. એમાં જીવનની હદ છે તેમજ મનુષ્યશરીરને ભસ્મીભૂત કરનાર ચિતાનો અગ્નિ પણ એમાંજ છે. ભાઈ! હજુ તું કાંઇ

જાણતો નથી અને એ અજ્ઞાનતામાંજ તારૂં સુખ સમાયેલું છે. ત્હારે વિશેષ જાણવાની જરૂર પણ નથી. તું તારા ચિત્રમાંજ આનંદ માણજે.

૫

ઉપરોક્ત વાત થયાને આજે બે મહિના પૂરા થયા છે તો પણ પંડિત વળી આંખોના ચિત્રાભ્યાસમાંજ પોતાની કક્ષામાં આગળ વધ્યો જાય છે. સાથે સાથે એ પોતાનો કૉલેજનો અભ્યાસ પણ કરે છે. એમ કરતાં પરીક્ષા આવી. પંડિત પાસ થયો અને નવાં વર્ષની શરૂઆત થઈ. આજે કૉલેજમાં મીસ મુનશીનું લેકચર હતું અને ઇંદ્રનાથે પંડિતને કહ્યું, "કેમ ચાલશો કે નહિં?"

પંડિત—ઇન્દ્રનાથ! તું જાણે છે કે હું એવી એવી બાબતમાં બહુ નિરસ છું.

ઇંદ્રનાં—ભાઈ! કદાચ લેકચર તમને પસંદ નહિ હોય પણ તમને ત્યાં નેત્રાભ્યાસ સારો થશે. આજનાં ભાષણ કરતાં પણ ભાષણકર્તાની તમે આંખ જોશો એટલે તમને ચીતરવાનો એક ખાસ વિષય જડશે. મીસ મુનશી એની આંખથીજ બહુ જાણીતાં છે. આંખ ઘણાને હોય છે પણ આવી આંખ કોઇકની જવલ્લેજ જોવામાં આવે છે.

પંડિત—જો એમ હશે તો હું જરૂર આવીશ. ઉપરોક્ત ગોઠવણ થયા પછી પંડિત ભાષણ સાંભળવા ગયો પણ ત્યાં ભાષણ સાંભળવાને બદલે એણે બધો વખત મીસ મુનશીની આંખોજ નહિં પણ તેના મુખચંદ્રનું, એથી આગળ વધી તેના આખા સુઘટિત તનમંદિરનું અવલોકન કરવામાં ગાળ્યો. મીસ મુનશીના અવયવેઅવયવોમાં એને કાંઇ નવીનજ સુંદરતા ભાસી અને થયું કે આટલા દિવસ કમળના ઉપર કમળની ઉત્પત્તિ સંભવી હતી પણ અહીં તો એ પ્રત્યક્ષ છે. એના વદનકમળ ઉપર બે નયનેન્દ્રિયો આવી રહી છે. અનંગ ભસ્મીભૂત હોવાથી મીસ મુનશીના હાવભાવને હાથ બનાવી એની ભ્રમરરૂપી કમાનમાંથી દૃષ્ટિરૂપી શર ફેંકી એ કેટલાંયે અંતઃકરણ વીંધી રહે છે. અહીં જાણે વિપરીતતાનો સમુદાયજ ભેગો મળ્યો હોય તેમ એણે ગિરિ શૃંગ ઉપર લતાને બદલે

હતા ઉપર ગિરિશૃંગો જોયાં. વિશેષમાં એણે સિંહની કટીની પાસેજ નિઃશંકપણે કરમાં કમળ લઇ ક્રીડા કરતાં એણે મીસ મુનશી બે બાહુ જોયા. એના કદલીગર્ભસમ બે ઉરૂદંડ જોઇ પંડિતને એમ થયું કે એ જાણે કે એના તનમંદિરના સિંહદ્વાર ઉપર એ બન્ને વિજયપતાકાના સ્તંભો છે. આ સૌન્દર્યના સારના સમુદાયને જોઇ પંડિતને થયું કે એની પ્રતિકૃતિ માટે મ્હારી પીંછીમાં રંગ રહેશે કે નહિં ? હું કયા રંગ ભેળવી એનું યથાર્થ ચિત્ર મ્હારા કાગળ ઉપર કરી શકું ? આને જોઈ કોઈ દિવસ ન અનુભવેલો એવો આ સળવળાટ મ્હારા મનમાં શો થાય છે ? મ્હને સમજાતું નથી કે, મ્હારામાં આ મૂઢતા કેમ આવી જાય છે ? ભાષણ ખલાસ થયું. પંડિત પોતાના રૂમ પર આવ્યો. તરતજ એણે પોતાની પીંછી અને રંગની પેટી લીધી. કદાચ કોઈ વસ્તુ ભૂલી જાય અને એજ પૂર્ણ સૌન્દર્યની મૂર્તિ ખડી થાય. પીંછી રંગમાં બોળી પ્રતિકૃતિ તૈયાર કરવા માંડી. પોતે કાઢેલી લીટીઓ એને ઉણી ને ઉણી લાગતી. અહીં જરા વધારે લાઇટ મૂકીશ તો એ બહાર પડતો ભાગ બરાબર જણાશે; આ આંખનો ખૂણો જરા લંબાવીશ તો બરાબર એ કતરાતી દેખાશે, એમ અનેકાનેક વિચારો એની કલ્પંનાના જોર પ્રમાણે એને સૂઝવા માંડ્યા. આખરે એના હાથ થાકી ગયા; કલ્પના ન થાકી. એણે પીંછી બાજુમાં મૂકી. એને નિર્વેદ પેદા થયો. એને પોતાનામાં અધુરાપણું લાગ્યું. એ એમનો એમ ઊંઘી ગયો.

૬

પંડિત અત્યારે પોતાના પલંગ ઉપર સુતો હતો. એની આંખ મીચેલી હતી પણ શું એ ઊંઘતો હતો ? ના, એનું અંતર જાગતું હતું. અત્યારે એ કાંઇક બીજી દુનિયામાં વિહરતો હતો; એ સ્વપ્નસૃષ્ટિમાં રમતો હતો. એને શું સ્વપ્નાં આવતાં હતાં ? એને પહેલાં તો એમ લાગ્યું કે એને લેવાને માટેજ અનંત આકાશપ્રદેશમાં એક અત્યંત સુશોભિત વિમાન એના તરફ ઉતરી આવ્યું. જાણે એને કોઈ ખેંચતું હોય તેમ એ પોતાની મેળે ઊઠયો અને વિમાનમાં બેઠો. વિમાન ઉપર ચઢવા માંડયું. એને લાગ્યું કે પૃથ્વી પરથી ઉપર ચઢતાં એનામાં કાંઇક જુદોજ ફેરફાર થવા લાગ્યો. એને એમ લાગ્યું કે મ્હારૂં આ સ્થૂલ શરીર મેં ત્યાગી દીધું છે. એ મ્હારા

પલંગ પરજ પડયું છે અને હું કાંઈક જુદેજ રૂપે જાઉં છું. મ્હારામાં અત્યારે બીલકુલ ભાર નથી પણ એક એવું બળ છે કે તે બળથી હું ઉપર ખેંચાતો જાઉં છું અને પવનના આટલા આટલા ઝપાટા છતાં પણ મ્હારા માર્ગ પરથી હું આડોતેડો નથી જતો રહેતો. થોડે વધારે ઊંચે ચઢયા પછી તેણે નીચે જોયું અને પૃથ્વી એને મોટા ગોળા રૂપે પોતાની ધરી ઉપર અત્યંત સપાટાથી ફરતી લાગી. પૃથ્વી પરનાં ઝાડો અને જુદા જુદાં ઘરો માત્ર ડાઘા જેવાં જણાતાં હતાં. મોટા પર્વતો જાણે પૃથ્વીમાંથી નીકળેલા દાંતા હોય એમ એને લાગ્યું ને પૃથ્વી પરની નદીઓ અને પાણી એને લીસોટા જેવાં જણાવા લાગ્યાં. જરા વિશેષ ઊંચે ચઢતાં બીજાં અનેક ગ્રહમંડળ બળતાં લાગ્યા અને એને વિશ્વની વિશાળતાનું ભાન થયું. બસ, વિમાનની ગતિ આટલેજ આવી અટકી; એ વિશેષ ઉંચે ચઢી ન શકયું. એને એમ લાગ્યું કે, હવે એને પાંખ ફૂટી છે અને એ પાંખવતી એણે આગળ વધવા માંડયું. આખરે સઘળે ફરી એ પાછો પોતાને ઘેર આવ્યો. ત્યાંજ એને આખી દુનિયાનો છેડો જણાયો. એ પોતાની મેડીએ પેઠો. ત્યાં એણે શું જોયું? એની પત્ની સોળે શણગાર સજી લાજ તાણી ઓરડાની એક બાજુપર બેઠી છે. પોતે ધીમે પગલે ઓરડામાં આવ્યો. ધીરે રહી બારણાં બંધ કર્યાં અને સાંકળ ચઢાવી.

હવે એની સાથે શી રીતે બોલવું? શરૂઆત કેવી રીતે કરવી? આગળ કેમ વધવું? પંડિત! ત્હને આ પ્રશ્નો ગુંચવાડા ભરેલા લાગે છે? કોઈ અનુભવીની પાસે કેમ ન ગયો? પંડિત ધીરે ધીરે આગળ વધ્યો. પણ એક હાથને અંતરેજ ઉભો રહ્યો. શું બોલવું? "હવે લાજ કયાં સુધી રાખશો?" પંડિતથી એની મેળેજ શરૂઆત થઇ ગઇ. પત્યુત્તર ન પડયો. "કેમ બોલતાં નથી? આમ અબોલાજ રાખવા છે"!

હજુ જવાબ ન મળ્યો. પંડિત કાંઇક આગળ વધ્યો. "હવે નહિ બોલો તો લાજ હું ઉઘાડી નાખીશ." હજુ એમનું એમજ. પંડિત વધારે નજીક ગયો. એની સુખદાત્રીની તરફ પીઠ ફેરવી અરે પંડિત! આ શું! તને ખોટું લાગ્યું? પાછો કેમ ફર્યો? એ તો નવોઢા! એ એમજ કરે. પંડિત પાછો ફર્યો. એ સ્વપ્નમાંજ પોતાના કોચ ઉપર સુઇ ગયો. એને

સ્વપ્નમાંજ નવા સ્વપ્નની શરૂઆત થઇ. એક અત્યંત સુંદર મોટા મહાલયમાં એ બેઠો છે. મીસ મુનશી પણ પાસેજ હાવભાવ કરતી સામી બેઠી છે; કંઇક કઢેલાં દુધનાં કપ એ એક બીજાને આપે છે; કંઈક કટાક્ષો એકબીજા તરફ ફેંકાઈ રહ્યા છે. સુંદર બાવન મસાલેદાર પાનની પટ્ટીઓની એક બીજાને આપલે થઈ રહી છે. કંઇક નર્મ મર્મ વાક્યોના સપાટા ચાલી રહ્યા છે; સુખના સર્વે સાધનો તૈયાર છે. પાસેજ એક સુંદર નાનકડો નાજુક છત્રી પલંગ પણ પડેલો છે. તેના પર પાથરેલું સફાઇદાર મશરૂનું બીછાનું જાણે કે થોડીજવારમાં ચોળાઈ જવાનું હોય તેથી વિશેષ સફાઇદાર લાગતું હતું. કાંઇક સોગઠાં ટીચાયાં; કાંઇક ગંજીફા ચીપાયા; પંડિતની હાર થવા લાગી. સ્વપ્નમાંજ મીસ મુનશી બોલી "કંઇ નહિં. હારશો તો પણ મ્હારા તો હૃદયહારજ રહેશો." વધુ વાતનો અવકાશ ન હતો. પંડિત દીવો ધેર કર્યે. પંડિતના શરીર ઉપર કાંઇક વજન આવ્યું. પંડિત એક સ્વપ્નમાંથી મુક્ત થયો. એની સ્વપ્નમાંજ આંખ ઉગડી ગઇ. સ્મૃતિ તાજી થઈ. જેને બોલાવવાને આટલું મથ્યો હતો તેજ અત્યારે તેની સોડમાં સુતેલી હતી. એનાજ ઊંઘમાં આલિંગનને લીધે આંખ ઉઘડી ગઇ હતી. દીવો હજુ ઝગઝગતોજ બળતો હતો. એ વાંકો વળ્યો. એણે જોયું. એ આભોજ બન્યો. એ તો એજ મીસ. મુનશી! એને થયું. આહા! શી શરમાળ છોકરી! આ તો કાઠિયાવાડી ઓડાંની ઉદ્ધતાઇ ન હોય? પણ સુંદર સ્ત્રીનું આભૂષણ શરમ હતી. ફકત એણે નવોઢાની નીતિજ સાચવી હતી. એ વાંકો વળ્યો. એણે ધીમે રહી મીસ મુનશીને એક ચુમી કરી. એ ધીમે રહી એ જાગે નહિં તેમ એની પાસેજ સુઇ ગયો. એણે પોતાનો હાથ એના ઉપર નાંખ્યો. તરતજ ભગવાન અનંગ એનો સાક્ષી થવા આવ્યો પણ આલિંગન કરવા જતાં ગરીબ પંડિત રેસીડન્સીના રૂમમાં પલંગ ઉપરથી હેઠો પડયો. ધબકારો થયો. કંમ્પેનિયન જાગી ઊઠયો. "મી. પંડિત! શું છે? હું તો યાર! ચમકી ગયો." બિચારો પંડિત શું જવાબ આપે? એ શરમાઇ ગયો તો પણ એણે કહ્યું કે "તમે તો ચમકયાજ, પણ મ્હારાં તો આજે વહાણુ બુડી ગયાં."

આજથી પંડિત તદ્દનજ બદલાઇ ગયો છે. એ કોઇ સાથે બોલતો નથી. માત્ર પોતાની રંગની પીંછીઓ, રંગની પેટી અને કેનવાસ લઇનેજ

બેઠો રહે છે. ઇંદ્રનાથ સાથે પણ ઝાઝી વાતચીત કરતો નથી. એ માત્ર છબીઓજ ચીતર્યાં કરે છે પણ એકજ વ્યક્તિમાં માત્ર એનું જગત સમાઇ ગયું છે. પંડિતની એમ કરતાં બી. એ.ની પરીક્ષા આવી પ્હોંચી. કોણ જાણે શી રીતે પણ બી.એ.ની પરીક્ષામાં એ ઇશ્વરકૃપાથી પાસ થયો. હવે એનાં ચિત્રો લેવા સૌ કોઇ આવવા લાગ્યા હતા. એનાં ચિત્રોનાં એને મ્હોંમાગ્યા દામ ઉપજતા હતા. ચિત્રોથીજ એની માસિક ઉપજ કમમાં કમ ૫૦૦થી ૬૦૦ રૂપયાની થતી. એ બીજું કશું કામ પણ કરતો નહિં. સર્વ જગત એનાં ચિત્રો વખાણતું પણ એને હમેશાં પોતાનાં ચિત્રો માટે અસંતોષજ રહેતો. સુરત આવી એણે એક સ્ટુડીઓ ઉઘાડયો હતો. પણ ત્યાં એ બીજા કોઇનું પણ કામ ન કરતો. તેમજ એ સ્ટુડી-ઓમાં કોઇને પણ આવવા ન દેતો. એ સ્ટુડીઓમાં કાંઇક ભેદ હતો. એક માત્ર ઇંદ્રનાથને કોઇ કોઇ વાર એ સ્ટુડીઓમાં લઇ જતો. ફક્ત ઇંદ્રનાથજ એ સ્ટુડીઓના ભેદને કાંઇક જાણતો હતો. એક વાર ધીમે ધીમે ઇંદ્રનાથે પંડિતને મ્હોંએ વાત છેડી. પંડિત તમે સ્કલ્પટર થાઓ તો? પંડિતને એ વાત પસંદ પડી. એણે સ્કલ્પટરનું કામ શરૂ કર્યું. રંગ, કેનવાસ અને પછી એની સાથે પત્થર,ટાંકણી અને હથોડી જોડાયાં. પંડિતને એ કામમાંથી દ્રવ્યપ્રાપ્તિ ઘણીજ સારી થઇ તો પણ હજુ એને અસંતોષજ હતો. હવે પંડિતે મુંબાઇમાં પોતાનો સ્ટુડીઓ ખોલ્યો છે તો પણ સ્ટુડીઓનો ભેદ હજુ તેનો તેજ છે. આજ ઇંદ્રનાથ મુંબાઈ આવ્યો છે. પંડિત પોતાનાં ટાંકણાં વતી અત્યંત હલકે હાથે કાંઇક કામ કરી રહ્યો છે. ઇંદ્રનાથે કહ્યું “પંડિત! હવ આટલી ન્હાની બાબત માટે આટલી આટલી માથાકુટ શું કામ કરો છો? પંડિતે જવાબ દીધો કે “ન્હાની ન્હાની બાબતોમાંથીજ પૂર્ણતા પ્રાપ્ત થાય છે. એ પૂર્ણતાને તમે ન્હાની વસ્તુ ન લેખો”. ઉપર પ્રમાણે એ મિત્રો વાત કરી રહ્યા હતા ત્યાં બીજી પાસ વિધિ પંડિતને માટે શું પરિણામ લાવવા કાર્ય કરી રહ્યું હતું તે હવે તપાસીએ. સ્ટુડીઓની બહાર મીસ મુનશી આવીને ઉભાં હતાં. ભૈયો તેમને અટકાવતો હતો. મીસ મુનશી વિચારમાં પડી ગયાં. શું કરવું? છ છ વર્ષ વચ્ચે નીકળી ગયાં હતાં. હમણાંજ એમને પોતાના ભક્તની ખબર પડી હતી. તેને શી રીતે મળવું? એ મ્હારા ભક્ત કે હું એની ભક્ત? ભૈયાને સમજાવ્યો. ભૈયાના હાથ

કંઈક પૂછ્યા. ભૈયાએ કહ્યું "દેખો, વાં જાઓ મગર ખડખડાટ મત કરના, બહાર દેખના." મીસ મુનશી કહે "અચ્છા." મીસ મુનશી દાદરનાં પગથીઆં ચઢવા લાગ્યાં. એક દાદર પૂરો કર્યો; બીજો ચઢવા માંડયો. એની છાતી ધબકતી હતી, એનું મગજ કાંઇક વિચારોને ચગડોળે ચઢ્યું હતું. એને પોતાના શરીરમાં જડતા વ્યાપી પણ આખરે એ ઉપર આવ્યાં; ધીરે રહી બારણું ખુલ્લું કર્યું. ઇન્દ્રનાથ છબીઓ જોતો બીજા રૂમમાં ફરતો હતો. મીસ મુનશી બાવરી બની જઇ બારણાની બહારજ ઉભી હતી. એણે પોતાના શ્વાસ લેવા પણ બંધ કીધા હતા. અરે આ શું ! હું કોને જોવા આવી હતી અને હું અહીં આ શું જોઉં છું ? આ તો કોઇક અત્યંત સુકુમાર સુંદરી હાથમાં પીંછી લઈ કેનવાસ ઉપર કામ કરી રહી છે. એને તમ્મર આવ્યાં. એ ધબ દઇ મૂર્છા ખાઇ પૃથ્વી ઉપર પડી. પંડિતે ધબાકો સાંભળ્યો; એ ચમકયો; તરતજ દોડતો આવ્યો. "અરે ! આ તો મીસ મુનશી ! મ્હારૂં કયું કામ આખરે આમ મ્હારી પાસે આવ્યું ?" એ એકદમ એને ભેટી પડયો. વિશેષ ને વિશેષ મીસ મુનશી એના હાથના સકંજામાં સપડાતી ગઈ. ઇંદ્રનાથ પણ દોડતો આવી પહોંચ્યો. "અરે મી. પંડિત ! આ શું ? મીસ મુનશી કયાંથી આવી પહોંચ્યાં ?" પંડિત–"ભાઈ ઇંદુ ! આજે મ્હારો સર્વ પ્રયાસ સફળ થયો. આજથી આ જગતમાં મ્હારૂં નામ અમર થયું. આજ મ્હને ખાત્રી થઈ કે મ્હારામાં ખરી તન્મયતા છે; મ્હારામાં ખરી કલા છે." એટલામાંજ મીસ મુનશીની આંખ ખુલવા માંડી. એને મૂર્છા વળવા માંડી હતી. હજુ એ તદ્દન જાગૃત નહોતી થઈ પરંતુ એને અર્ધજાગૃત અવસ્થામાં લાગ્યું કે આવી સખત સંકજામાં લેવી એ સુકુમાર સુંદરીનું ગજું ન હોય. એ તો પુરુષસિંહ પુરુષોતમ પંડિતજ હોવો જોઇએ. તરતજ પાસે ઇંદ્રનાથ ઉભો હતો તેના તરફ એની દૃષ્ટિ દોરાઇ. એ શરમાઇ ગઈ; વસ્ત્ર સંકેલી એ પંડિતથી છૂટી થઇ.

૭

પાંચ વર્ષે બન્ને પ્રેમીઓ મળ્યાં. પંડિતના સ્ત્રીવેષનો ખુલાસો થયો. સ્ટુડીઓનો ભેદ સમજાયો. પૂર્ણ તન્મયતાએ પહોંચી એકાદ એવું ચિત્ર ચીતરવું કે તે સજીવ થઇ પંડિતની સાથે સંસારના લહાવા લે. વાહરે !

ગાંડા પંડિત ! આ તારો આશય ! પણ પરમકૃપાળુ પરમેશ્વરે પ્રતિકૃતિને બદલે તારૂં પ્રેમપાત્રજ તને મોકલી આપ્યું.

તમારા પ્રેમમાં દિન પ્રતિદિન વૃદ્ધિ થાઓ એજ અમારી ઈશ્વર પ્રત્યે દીન પ્રાર્થના છે. અસ્તુ.

# ઈંદિરા

૧

સુધરેલા લોક ગમે તેમ સ્નેહ-લગ્નની તરફેણ કરે પણ મ્હને તો આપણોજ આદર્શ લગ્નસંબંધમાં હવે વધારે ઉચ્ચ લાગવા માંડયો છે. કારણ ફક્ત બીજું તો કાંઇ નહિં પણ જો તમને મ્હારી ખાનગી વાત કહી દઉં અને તમે હસો નહિં અને મ્હારી મસ્કરી કરો નહિં તો મ્હારો પોતાનોજ અનુભવ છે. જો કે માંહોમાંહેની અલાઅલીની વાત પવિત્ર કહેવાય છે અને એ ખાનગી રાખવી જોઇએ પરંતુ આ વાત જાહેરમાં આવે તો આપણી સમાજને કાંઇક લાભ થાય અને આપણા સત્ય આદર્શનું સ્વરૂપ કાંઇક વધારે સ્પષ્ટ થાય એમ છે તેથી હું મ્હારી અલીની જરા લાગણી દુખાશે તોગે જનસમાજ આગળ કહીજ દઇશ.

૨

મ્હને બરાબર તો યાદ નથી પણ હું જ્યારે ૧૫–૧૬ વર્ષનો હતો ત્યારે મ્હારાં લગ્ન મ્હારા પિતાએ ઈંદિરા સાથે કરેલાં. તે વખતે ઇંદિરાની ઉમ્મર ૯–૧૦ વર્ષથી વધારે ન હતી. લગ્ન પછી વર્ષે બે વર્ષે મ્હારા પિતાનો કાળ થયો અને હું મેટ્રિકમાં ઉપલે નંબરે પાસ થઇ કોલેજમાં અભ્યાસ આગળ વધારવા પુને ગયો. એ વખતે લગ્ન અને તેની જોખમદારી અને જવાબદારીનો મ્હને બીલકુલ ખ્યાલ ન હતો; મ્હારૂં ચિત્ત જરા ભણવા તરફ વિશેષ એટલે કોલેજમાં ચારે વર્ષ હું પુનામાંજ રહેલો. સુરત ગએલોજ નહિં. મ્હારી માના મ્હારા પર ઘણાએ કાગળો આવેલા. એમ પણ આવેલું કે હવે વહુ બહુ મોટી થઇ ગઇ છે. ઘેર રાખવી જોઇએ માટે તું સુરત આવજે; પણ મ્હને તો વહુનું નામ આવે ને કંઇ થાય. મ્હારાં મનમાં કે વહુ ઘેર હોય અને પછી ભણાયજ શી રીતે ? તેથી જો કે ઘેર જવાનું મન થાય તોગે વહુને લીધે દાર્ભ. કઇ હું ઘેર જતોજ નહિં. એમ કરતાં બી. એ. ની પરીક્ષામાં હું બેઠો

અને તેમાં પણ ઉપલા વર્ગમાં પાસ થયો. પણ કમનશીબે એ દરમ્યાન મ્હારી માતાનો સ્વર્ગવાસ થયો અને મ્હારે માથેથી છત્ર જતાં હું ઉઘાડો થઇ ગયો. મ્હને સુરતમાં કોઇ એવું વહુ વગર બીજું સગું વ્હાલું જ નહોતું કે તેને લીધે મ્હને સુરત જવાનું મન થાય. માતાના સ્વર્ગવાસ વખતે પણ હું સુરત નહોતો જઈ શકયો કારણ કે પરીક્ષાના મંડપમાંજ એનાં અવસાનનો તાર મ્હને મળેલો અને ત્યાર પછી એની સર્વ ઉત્તર ક્રિયાની સગવડ મ્હેં બારોબાર જ પતાવી દીધેલી. કારણ કે મ્હને ગવર્નૅમેન્ટ સ્કૉલરશીપ મળે એમ હતું અને મ્હારે સમાજશાસ્ત્રનો અભ્યાસ કરવા વિલાયત જવું હતું તેથી મ્હેં મ્હારા દૂરના એક પિતરાઇકાકાને બધી વ્યવસ્થા કરવાનું લખી દીધેલું અને કાંઈ ખાસ પૂછવું પડે તો મ્હારા સસરાને પૂછવું એમ લખી દીધું હતું.

૩

હું વિલાયત ગયો. મ્હેં સઘળો અભ્યાસ કર્યો અને સમાજશાસ્ત્રની ખાસ ઉપાધિ મ્હને મળી પણ આ સહુ વખત દરમ્યાન મ્હારા સર્વ આદર્શો, વિચારો સઘળુંજ બદલાઈ ગયેલું અને પશ્ચિમનાં સમાજશાસ્ત્રનાં મૂળતત્વો મ્હારાં મગજમાં ઘર કરી બેઠેલાં એટલે મ્હને આપણું સઘળું જંગલી લાગતું અને ઘણીવાર તો મ્હારાં લગ્ન થઈ ગયેલાં તેથી મનમાં મુંઝાતો. વાંચક ! મશ્કરી ન કરીશ. કૉલેજમાં મ્હારી સાથે ભણતી વિદ્યાર્થીનીઓ તેમજ વિલાયતમાં જોયેલી ઘણી ગૌર આંગ્લ લલનાઓનાં લાવણ્યની છટાથી હું લોભાતો અને ઘણીયે વાર મનમાં એમ થતું કે આવી આમાંની એકાદેક સાથે જો આપણું લગ્ન થયું હોય તો જન્મનું સાર્થક થાય. એ વળી કોણ જાણે કેવીયે હશે ? મ્હેં જોયેલી ત્યારે તો તદ્દન ગામડીઅણ, રોંચી જેવી નાદાન છોકરી હતી. એની સાથે સંસાર માંડવો તેના કરતાં તો એકાકી જીંદગી ગાળવી અને કલ્પનામય આપણી અર્ધાંગનાનું સેવન કરવું એજ મ્હને વધારે સારૂં લાગતું.

૪

પણ એમ તે કાંઈ ચાલવાનું હતું ? આખરે સુરત છોડ્યા પછી બરાબર દશ વર્ષે હું સુરત આવ્યો. એ દરમ્યાન હું તને કહેવાનું ભૂલી

ગયેલો પણ વાંચક! મ્હારાં સાસુસસરા પણ સ્વધામ પહોંચી ગયેલાં અને ઇંદિરાએ એ સંબંધી મ્હને કાગળ લખેલો પણ આખાં દશ વર્ષ દરમ્યાન એનો એટલો એકજ કાગળ આવેલો અને તે પણ એવો લુખો સુકો અને ગ્લાનિ ઉપજાવે એવો કે એ બિચારી એકલી નિરાધાર થઈ ગયેલી તો પણ એને મળવા માટે મ્હારાં મનમાં દયા પણ ન આવી. એને કોઈ બીજું સગું વહાલું ન હતું એટલે એ પોતાની દૂરની એક માસીને ત્યાં રહેલી હતી. એટલી ઈશ્વરની મહેરબાની હતી કે ઇંદિરાનાં માતા પિતા તેમજ મ્હારાં માતાપિતા મીલ્કત સાધારણ સારી મૂકી ગયેલાં તેમાંથી ઇંદિરાનો નિર્વાહ ચાલતો. બાકી જે પ્રાણી આપણને રૂચતું ન હોય અને આપણે માથે લાગ્યું હોય તો તેને માત્ર પાળવું એજ આપણી ફરજ છે એમ સમજી એને માટે નિર્વાહનું સાધન પૂરતું છે એમ વિચાર કરી હું એનું મનુષ્યત્વજ વીસરી ગયેલો હતો.

હું સુરત આવવાનો હતો તે સંબંધી કાગળ મ્હેં ઇંદિરાને લખ્યો હતો તેથી તેણે મ્હારે ઘેર જઈ પોતાના મનથી મ્હને જે જે કાંઇ સગવડ જોઇએ તે તે બધી ગોઠવણ કરી રાખી હતી અને હું ઘેર ગયો ત્યારે મ્હને બરાબર યાદ છે કે એ બિચારી ઘણી આનંદમાં હતી. એણે બે નોકર પણ રાખી લીધા હતા. આવી બધી ઘણીજ સારી સગવડ રાખી હતી પણ તે વખતે મ્હારી આંખે સુધારાનાં ચશ્માં આવી ગએલાં એટલે હું એક બે દિવસ ઘેર રહ્યો તે દરમ્યાન જેટલા બને તેટલા ઓછા શબ્દોમાં મ્હેં ઇંદિરા સાથે વાત કરી અને એ બિચારીએ આંખમાં આંસુ લાવીને એને મ્હારી સાથે મુંબાઇ લઇ જવા કહ્યું પણ મ્હેં એટલોજ જવાબ દીધો કે "ઠીક છે; જોઇશું; તમારામાં મ્હારી સાથે રહેવાની લાયકાત આવશે પછી મુંબાઇ બોલાવીશું."

## ૫

સુરતથી મુંબાઇ આવ્યાને મ્હને પૂરાં બે વર્ષ થયાં હતાં. એ દરમ્યાન મ્હને ઇંદિરાના બે ચાર કાગળ મળેલા તેમાં એનું એજ પિષ્ટપેષણ હતું. એને મુંબાઇ બોલાવવાનું. પણ એવી જંગલીને હું મ્હારી સાથે શી રીતે રાખું ? મ્હારા સુધરેલા મિત્રો મ્હારી મશ્કરી કરે અને તે વખતે મ્હારે કાચલીમાં

પાણી લઇ બુડી મરવાનું થાય તેના કરતાં એ એની મેળે સુરત રહે અને હું મુંબાઇ રહું એજ મ્હને રૂચતું, તેથી મ્હેં એને મુંબાઇ ન બોલાવી. આખરે એક દિવસ મ્હારા મિત્રનો મ્હારા પર પત્ર આવ્યો કે તેની બ્હેન મુંબાઇ આવનાર હતી અને મ્હારે ત્યાં ઉતરનાર હતી. મ્હેં જવાબ લખ્યો કે "ખુશીથી મ્હારે ત્યાં ઉતરે." પરંતુ તરતજ મ્હને ખ્યાલ આવ્યો કે મ્હારા ઘરમાં બૈરી નથી અને એકલી પારકી સ્ત્રીને આપણે ત્યાં શી રીતે રાખવી? તેથી તરતજ ઇંદિરાને કાગળ લખી દીધો કે મ્હારો પત્ર મળે કે તરતજ એણે બીજી ગાડીએ મુંબાઇ આવવું.

## ૬

ઇંદિરા મુંબાઈ આવી. હું એને તેડવા સ્ટેશન પર ગયો હતો, પણ અહીંજ મ્હારે મ્હારી નાલાયકીનો સ્ફોટ કરવો પડે છે. હું સ્ટેશન ઉપર ઇંદિરાને ઓળખીજ ન શક્યો.

મ્હેં સ્ટેશન પર આમતેમ એક બે આંટા માર્યા; ઇંદિરા ઉભી હતી ત્યાંથી એક બે વાર પસાર થયો પણ ઇંદિરા મ્હારા સામું જુએ અને હું એના સામું જોઈ ચાલ્યો જાઉં કારણ કે તે નાનપણની ગામડીયણ રોંચી કે ઘેર જોયેલી સુશીલ, સોડીઆમાં મ્હોં સંતાડતી, શરમાળ સુંદરી ન લાગી. આખરે ત્રીજે ફેરે હું એની પાસે ગયો. પ્રેમ-શૌર્યનો પાઠ હું બરાબર ભણ્યો હતો. હું એની પાસે ગયો. મ્હેં ધીરે રહી એને પૂછ્યું "આપ કોઇની વાટ જુઓ છો? કોઇ તેડવા આવ્યું નથી?" આ સવાલ સાંભળી ઇંદિરા જરા વિચારમાં પડી, પણ તરતજ મ્હોં મલકાવીને એણે જવાબ દીધો "ના, કોઇ આવ્યું નથી પણ ફિકર નહિં; શરનામું હું જાણું છું એટલે વિકટોરીઆ કરી ચાલી જઇશ." મ્હેં તરતજ કહ્યું "હું પણ કોઇને તેડવા આવ્યો હતો, તે આ ગાડીએ આવ્યું નથી. આપને હરકત ન હોય તો મ્હારી ગાડીમાં આપ સામાન મૂકાવી દો. આપને ઘેર પહોંચાડી દઇશ" ઇંદિરાએ તરતજ કહ્યું "હા, ચાલો."

સામાન ગાડીમાં મૂકાવી દીધો. ઇંદિરા ગાડીમાં બેઠી. હું સ્હામો બેઠો. ઇંદિરાએ ગાડી વાલકેશ્વર તરફ હાંકવા કહ્યું. ગાડીમાં બેઠાં બેઠાં મ્હને

એને જોવાની પૂરી તક મળી. મ્હને એને પહેલાં જોઈ હોય એવું ભાન થયું. તરતજ મ્હેં મ્હારી શંકા એને કહી અને પછી એ ક્યાંના વતની છે એમ પૂછ્યું; કોને ત્યાં જવાનાં હતાં તે પણ પૂછ્યું. ઈંદિરાએ તરતજ પોતાનાં ગજવાંમાંથી × × × × એ નામનું કાર્ડ આપ્યું અને હું તદ્દન છોભીલો પડી ગયો. મ્હેં તરતજ કહ્યું "ઈંદિરા ! આવી તે મજાક હોય" ઈંદિરાએ તરતજ જવાબ દીધો કે "હોય, જે માણસ પોતાની પત્નીને કદાચ બે દિવસ તેની સાથે રહેવા છતાં ભૂલી જાય તો પણ શું ? ત્હેને એકાએક ઓળખાણ શી રીતે આપું ? ઓળખાણ આપતાં કદાચ નાલાયક પત્ની વધારે નાલાયક બને ત્યારે?" એનીબોલવાની આ સફાઇથી હું આભો બન્યો. મ્હેં પછી લાયકાતની તપાસ કરવા માંડી. ઈંદિરાને ભરતાં, ગુંથતાં, સીવતાં આવડતું હતું; રાંધતાં આવડતું હતું, ગાતાં આવડતું હતું. ઈંદિરા કવિતા કરી શકતી હતી. મ્હારા સોસ્યલ રીફોર્મરમાંના લેખો વાંચી અને સમજી શકતી હતી. એ સ્વરૂપવાન હતી. શરીરે સશક્ત, નિરભિમાની, લાવણ્યવતી, ઉત્સાહી અને આનંદી હતી. સર્વ રીતે લાયક પણ માત્ર એકજ રીતે એ નાલાયક રહી હતી કે આટલાં કઠોર વર્તન છતાં એણે આંગ્લલલના અને બીજી સુધરેલી લલનાઓની માફક મ્હારા પર છેડો ફાડી આપવાની ફરિયાદ નહોતી માંડી.

# મેના

૧

પ્રિય વાંચક! મ્હારો ઇતિહાસ અનુકરણ કરવા જેવો નથી, પણ કોઇકવાર કોઇને મ્હારા જેવા સંજોગો આવી પડે તો તેણે બેધડક એનું અનુકરણ કરવું તેમાંજ આ લોક અને પરલોક બન્નેનું સુખ સમાયેલું છે.

૨

મ્હારા પિતા નવાગઢમાં દિવાન હતા. નવાબસાહેબની એમના ઉપર બહુ મહેરબાની હતી. અમારાં કુટુંબમાં શ્રીમંતાઈનાં સર્વ લક્ષણો હતાં. મ્હારાં ઘરમાં ગાડી ઘોડા હતા; ભટ, નોકર, નોકરડીઓ હતાં. મ્હારાં ઘરમાં ચ્હા છ વખત થતી. મ્હારા ભાઈભાંડુઓને ભણાવવા માસ્તરો આવતા; સંગીતમાસ્તર પણ આવતા. મ્હારા ભાઈ કોટ, પાટલુન, ટાઈ, ચઢાવતા અને ચશ્માં પહેરતા. કોઇક કોઈક વાર એમના હાથમાં સીગારેટ પણ જણાતી અને એક દિવસ ભાભીએ જ્યારે ભાઇનું ખાનગી કબાટ ઉઘાડેલું ત્યારે લાલપાણીની શીશી પણ મ્હારા જોવામાં આવેલી. આ સર્વ લક્ષણયુક્ત '**सर्वे गुणाकाञ्चनमाश्रयन्ते**' એ ન્યાયે મ્હારૂં કુટુંબ કુલીનમાં ગણાતું.

૩

મ્હારી ઉમ્મર અઢાર વર્ષની હતી તો પણ મ્હારો વિવાહ કર્યા છતાં લગ્ન નહોતાં કર્યાં કારણ કે હું હઠ લઇ બેઠી હતી કે મ્હારે એની જોડે નથી પરણવું. પ્રિય વાંચક! તને નવાઇ લાગશે પણ મ્હારા સસરાની અને મ્હારા ભવિષ્યના પતિની તને ઓળખ આપ્યા પછી તને નવાઇ નહિં લાગે. મ્હારા સસરા નવાગઢમાંજ ન્યાયાધીશ હતા. એમનો સ્વભાવ ઘણોજ વહેમી હતો. એટલે સુધી કે રસ્તે જતાં કોઇ એમના સામું જુએ અથવા બોલાવે તો ઘેર આવ્યા પછી બે દિવસ વિચાર કરે "પણ મ્હારા સામું એને જોવાનું કારણ શું? એ શા માટે મ્હને બોલાવે"? એક દિવસ મોટી સડક ઉપર સમારકામ ચાલતું હતું અને તેથી ગાડી ઘોડા અટકાવવા

આડા વાંસ બાંધ્યા હતા, તે રસ્તેથી આવતાં એ પડી ગયા. પછી, "વાંસ ત્યાં કેમ બંધાયા ?" એ વિષે વિચાર કરતાં મુરબ્બીશ્રીએ શોધી કાઢયું કે મ્હારા ન્હાનાકાકા મ્યુનિસિપાલિટીમાં છે તેણે એક દિવસે નિશાળમાં જ્યારે પેન્સીલ માગેલી તે એમણે નહિં આપેલી તેથી લાગ આવ્યો એટલે એમને પાડી નાંખવા માટે આ બધી ગોઠવણ કરી મૂકેલી !

મ્હારા સસરા પૈસાના ચુસ્ત ભગત હતા. હમેશાં તીજોરીના ઓરડાની જોડેજ સુઇ રહેતા. ઇશ્વરનું કરવું તે એક દિવસ રાત્રે આઠેક વાગે તીજોરીના ઓરડામાં ખડખડાટ થયો. એમણે ગભરાઇને બુમ પાડી કે "ચોર ! ચોર !". લોક ભેગા થયા. એમણે કહ્યું કે છરો લઇને ચોર તીજોરીવાળા ઓરડામાં પેઠો છે. કોની માએ સવાસેર સુંઠ ખાધેલી કે ઓરડામાં પગ મૂકે ? બધા બહારથી કહે કે "પોલીસને બોલાવો; ફલાણું કરો ને ઢીકણું કરો." આખરે મ્હારાં ઘરડાં ફોઇને અકળામણ આવી. તેમણે કહ્યું 'મ્હને રાંડને ડોશીને એ શું કરવાનો હતો ? લાવ હું અંદર જાઉં." એ અંદર ગયાં ને અંદરથી એક બકરાંને એમણે હાંકી કાઢયું. ચયું, બકરૂં મ્હારા સસરાજીને ગભરાવવા એણેજ ઓરડામાં હાંકેલું નાહિ તો કોઇની હિંમત ન ચાલે અને એની કેમ ચાલી ?

પ્રિય વાંચક ! મ્હારા સસરાજીની આટલી પિછાન તને બસ થશે. હવે મ્હારા ભવિષ્યના પતિની પિછાન કરાવું છું. એઓની ઉમ્મર વીસ વર્ષની હતી તોપણ એમને એકલા સુતાં બીક લાગતી તેથી એ મ્હારાં સાસુજીની પથારી પાસેજ સુતા. જાજરૂમાં જતાં એ એટલા બીતા હતા કે વખત છે વાંદો કરડી જાય ! જો કોઇ વાર સસરાજી એમને એક ફેરો ખવડાવે અને નાનાભાઇ જો બીજો ફેરો ન ખાય તો એ ત્રીજો ફેરો કદી ન ખાય.

મ્હારા પતિ સાક્ષાત્ સ્વાર્થનું પૂતળું હતા. બીકણ પણ તેટલાજ હતા. વહેમમાં એ પિતાનાજ પુત્ર હતા. ઘરમાં કોઇ કોઈ પર વિશ્વાસ નહિં જો કોઇ જરા બહાર ગયું હોય અને આવતાં જરા વાર લાગે તો તરતજ બીજું જોવા જાય કે વાર કેમ લાગી. આવું મ્હારૂં સાસરૂં હતું. મ્હને ખાસ કરીને ત્યાં પરણવાનો કંટાળો નીચેનાં બે ત્રણ કારણોને લીધે આવેલો.

એક દિવસ મ્હારા પતિ હમારી સાથે ગામે પોંખ ખાવા આવેલા. ત્યાં અમે એક સારાં ઘરમાં ઉતર્યાં હતાં. મ્હારા પિતાને રાત્રે કાંઇક ખાનગી કામસર ગામમાં બીજે ઠેકાણે જવાનું હોવાથી તે ગયા હતા. એમને રાત્રે સ્હેજ બહાર જવું હશે પણ બીક લાગે તેથી એ આમ તેમ ફર્યાં કરે પણ બહાર જાય નહિં. મ્હને વિચાર થયાં કરે કે આ આમ કેમ કરે છે? હમે બે જણ બોલતાં નહોતાં પણ મ્હને એમના મ્હોંડા પરથી ચોખ્ખું સમજાતું હતું કે એ બોલું બોલું થઇ રહ્યા હતા પણ તેમાં પણ હિમ્મત ચાલે ત્યારે કેની! હું મ્હારાં મનમાં ને મનમાં એની નામર્દાઇ ઉપર હસતી હતી.

આખરે યાહોમ કરી એમણે ઝોકાવ્યું પણ બહાર અંધારામાં ભોગજોગે કુતરૂં બેઠેલું તેના ઉપર એમનો પગ પડયો અને તેથી કુતરૂં ભસતું ભસતું નાઠું. એમનો શું ગભરાટ! એકદમ ફાળભર્યા એ ઘરમાં દોડી આવ્યા. આ વખતે મ્હારા વગર એમને બીજું શરણુજ ન હતું. એ તો પડતા આખડતા દોડતા આવી, ધડકતે હૈયે ‘ઓ મ્હારી મા! ભૂત!” કરી મ્હને બાઝી પડયા. મ્હને તો હસવું ને હાણુ તેના જેવું થયું. જેમ તેમ કરી મ્હેં એમને સાન્ત્વન કરી સુવાડયા.

પ્રિય વાંચક! બોલ સાચે સાચું કહી દે એ મ્હારા પતિ કે હું એમની?

૫

આ સસરા અને આ ધણી કરતાં સો જન્મ કુંવારા રહેવું મ્હને વધારે ઠીક લાગતું પણ જો બોલવા જઇએ તો ઉદ્ધત ગણાય. વાંચક! મ્હારી ઉમ્મર મોટી હતી, હું એટલી બધી ખુબસુરત તો ન હતી, પણ જુવાની સ્ત્રીનાં શરીરમાં કાંઇક અવનવોજ ફેરફાર કરે છે. એક દિવસ બાગમાંથી ફરીને આવતાં નવાબસાહેબની અને મ્હારી ગાડી સામ સામી પસાર થઇ. હમારી આંખ અચાનકજ મળી ગઈ. નવાબસાહેબની આંખમાં કાંઈ જૂદુંજ તેજ ચમકી ઉઠયું. થોડા દિવસ પછી મ્હારા પિતા મ્હને શરમ લાગે છે કે નવાબસાહેબને પોતાનો અધિકાર ભ્રષ્ટ થવાના ધાકમાં મ્હને મોકલી આપવા વચન આપી આવ્યા. મ્હારી

માતાને પણ મ્હારે શું કહેવું ! એ મ્હને સમજાવવામાં—ધિક્કાર હજો એવાં માતાપિતાને ! આંસુ ઢાળતી મ્હને નવાબસાહેબના માણસો ગાડીમાં ઘાલી લઈ ગયાં.

અહા ! પણ તે પરમકૃપાળુ પરમેશ્વરને સહુની ફીકર છે. મ્હને સમજાયું નહિં કોણ જાણે શી રીતે મ્હારૂં રડમસ મ્હોં, મ્હારી આજીજી, કાલાવાલા એ સહુથી મ્હને નવાબસાહેબે જવાની રજા આપી. ઈશ્વિરે મ્હારી લાજ રાખી, મ્હારૂં શીયળ સચવાયું. હું નવાબસાહેબના મહેલમાંથી નીકળી, પણ મ્હારે ક્યાં જવું ? એ મ્હારાં માતપિતાને ત્યાં પાછા કાલાન્તે પણ ન જવા મેં નિશ્ચય કર્યો હતો. મ્હારા મ્હોલ્લામાંજ રવીન્દ્ર રહેતો હતો. એ મ્હારી ન્યાતનોજ હતો અને એની ઉમ્મર પચ્ચીસથી વધારે ન હતી. એ શરીરે સુદૃઢ અને ખુબસુરત યુવાન હતો. એકવાર એણે મ્હારી સામું જોયું હતું; મ્હેં એના સામું જોયું હતું. અમારી આંખ મળી હતી. હૃદયે હૃદય સાથે વાત કરી હતી પણ એ પાંચ સેકંન્ડનો સમાગમ જો કે માત્ર માનસિક હતો તો પણ જન્મોજન્મના સંબંધ જેવો અત્યારે મ્હને સમજાયો. એ બિચારાને આ દુનીઆમાં બીજું કોઈ ન હતું. એની મા પણ આજે દશ દિવસ થયાં આ અસાર સંસારનો ત્યાગ કરી પોતાના વ્હાલામાં વ્હાલા એકના એક પુત્રને છોડી સ્વર્ગે સીધાવી હતી.

મ્હેં ગુપચુપ એના ઘર તરફ ચાલવા માંડ્યું. પિતાતુલ્ય નવાબ સાહેબે મ્હને પોતાની લડકી તરીકે ગણી એક સુંદર કિમતી મોતીની માળા આપી હતી તે અત્યારે મ્હારાં ગળામાંજ હતી. હું રવીન્દ્રનાં ઘર આગળ આવી પહોંચી. મ્હેં ધીરેથી રાત્રે એક વાગે એનું બારણું ઠોક્યું. એણે પૂછ્યું “કોણ છે ?” મ્હેં અવાજ બદલી ધીરેથી કહ્યું. “પહેલાં બારણું ઊઘાડી અંદર લ્યો.” એ નીચે આવ્યો. બારણું ઉઘાડ્યું. હું તુરતજં ઘરમાં ઘસી ગઈ. એ તો આભોજ બની ગયો. મ્હેં અંદર પેસતાંજ મ્હારી પછાડી બારણું બંધ કર્યું. આગળા સાંકળ ચઢાવ્યાં. હું ધડકતે હૈયે એને વળગી પડી, રડી પડી. એણે પૂછ્યું “શું છે ? આનો અર્થ શું ?” પણ હું શું જવાબ દેવાની હતી. મ્હારી સર્વ હિમ્મત ખપી ગઈ હતી. મ્હેં થોડીવાર પછી જવાબ દીધો “કાલે બધું કહીશ

પણ અત્યારથીજ આવતી કાલે નવાગઢ છોડવાની ગોઠવણ કરો." રવીન્દ્ર કશું સમજ્યો નહિં પણ જાણે મ્હારા બોલવામાં જાદુ હોય તેમ તેણે સહુ તૈયારી કરી દીધી. સવારે એનો એક મિત્ર સુરત રહેતો હતો તેને તાર કીધો કે એ સુરત આવવાનો છે. બીજે દિવસે રાત્રે મરદના પોશાકમાં હું રવીન્દ્રની સાથે સ્ટેશન ઉપર ગઈ ત્યાંથી ટ્રેનમાં બેઠી અને મ્હેં નવાગઢને છેલ્લા રામરામ કર્યાં.

પ્રિય વાંચક! મ્હેં રવીન્દ્રને સહુ વાત કહી. એને મ્હારામાં વિશ્વાસ હતોજ. આજે એ મારા વ્હાલા પતિ અને હું એની વ્હાલી પત્ની સુરતમાં રહીએ છીએ. ઇશ્વરે અમને કૃપા કરી એક પુત્રરત્ન પણ આપ્યું છે. મ્હારાં ઘર વિષે વાંચક! હું તને વધારે ખબર આપવા રાજી નથી તેથી મ્હારો દાખલો કોઈને પણ ઉપયોગી થઈ પડે એ હેતુથી મ્હારૂં આટલું વૃતાંત લખી અહીંજ મ્હારી કહાણી બંધ કરીશ.

# અનંતાનંદ

## ૧

વાંચક ! તને ખબર હશે કે જુવાનીમાં સ્વતંત્ર મગજના દીકરાને માતાપિતાની સામાન્ય આજ્ઞા પાળવાનું પણ કેટલું અઘરૂં લાગે છે. જ્યારે આમ છે ત્યારે તુંજ મ્હારી વિટંબણાનો વિચાર કરી લેજે કે સાસુસસરાના હુકમ ઉઠાવવાનું મ્હને કેટલું અઘરૂં લાગતું હશે અને હુકમ ઉઠાવ્યા પછી પણ જશમાં તો જુતીઆં. ગમતે ન ગમતે પણ હુકમ માથે ચઢાવી ઇતિહાસનો વિષય બી. એ. ની પરીક્ષા માટે મ્હેં લીધો. હું મુંબઈ આવ્યો અને વિલ્સન કૉલેજમાં દાખલ થયો પણ અત્યાર સુધી તો ઠીક હતું કે મ્હારા કાકાને એલિફિન્સ્ટન હાઇસ્કૂલમાં નોકરી હતી અને હું તેમને ત્યાં રહેતો, પણ હવે એમની બદલી થઈ અને તેથી મ્હારે ક્યાં રહેવું તે સવાલ થઇ પડયો. મ્હેં ધાર્યું કે સસરાજીને સેક્રેટેરીએટમાં નોકરી છે તો તેમને ત્યાં રહીશું. ત્યાં બીજું તો કાંઈ નહિં પણ મ્હારી વિવાહિતાના સમાગમમાં તો રહેવાશે. જો કે મ્હારી વિવાહિતા કંઇ રૂપગુણનો ભંડાર તો ન હતાં અને મિજાસમાં જરા જરામાં નાક ચઢાવે એવાં હતાં. વળી મ્હને અણગમાના કારણમાં મ્હારા કરતાં કંઈક ઊંચા પણ ખરાં, તો પણ વારંવાર સહવાસમાં આવ્યાથી કાંઇક મન હળે અને જોવાની ટેવ પડે તો અણગમો ઓછો થાય એવી આશાથી મ્હેં મ્હારે સાસરે રહેવા વિચાર રાખેલો; પણ હું મુંબઈ આવ્યો અને સાસરે ગયો ત્યારે પહેલોજ સવાલ મ્હને એમ થયો કે “ કેમ, આ છેલ્લાં બે વરસ તો રેસીડન્સીમાંજ ગાળશો કેની ? ” હું તો આભોજ બની ગયો. મ્હેં પણ ધીરે રહી જવાબ દીધો “ મ્હને રેસીડન્સીમાં રૂમ મળે તેમ નથી. ” ત્યારે મ્હારા સસરાજી પણ જમાનાના ખાધેલા તે બોલ્યા “ તેમાં ફીકર નહિં; હું ગોઠવણ કરી દઈશ. ” થયું; આપણને તો “ ટુટા હુવા તીનપાટ મીલ ગયા. ” આપણો સાથરો રેસીડન્સીમાં પથરાયો.

૨

વાંચક ! મનની મનમાં રહી. સાસુના હાથનું સુંદર સ્વાદિષ્ટ ભોજન મળવાને બદલે કલબના રસોઇયાનાં પરસેવાનાં ટીપાં ટપકતી દાળ ને ડબ્બાના ગંદા ઘીએ ચોપડેલી રોટલી મળવા માંડી. ઇશ્વરાજ્ઞા પ્રમાણે મુરબ્બી સસરાજીની આજ્ઞા માથે ચઢાવી આપણે જેમ તેમ દહાડા કાઢવા માંડ્યા. નાનપણુથીજ કોણુ જાણે કેમ પણુ મ્હને બીજાના હુકમ માથે ચઢાવ્યાં કરવા પડતા અને ટેવ પડી જવાથી મ્હારી ચામડી પણુ કંઇક જાડી થઈ હતી તેથી એ સ્થિતિમાં મેં ખુદાના શુકરાના માન્યા અને ટર્મ જેમ તેમ પૂરી કરી નાંખી. કોઇકવાર હું જ્યારે બહુ કંટાળતો ત્યારે મ્હારે સાસરે જતો પણુ ત્યાંના સત્કારમાં ચ્હા અને પાનની બીડી નોકર આપી જતો અને ન્યુસપેપર વાંચવા મળતું. સસરાજી તો ઓફીસર સાહેબ તે કામમાં હોય અને સાસુજી સાથે વાત કેમ થાય? કોઇકવાર જ્યારે સસરાજી નવરા હોય ત્યારે પૂછતા કે 'કેમ ઠીક ચાલે છે ને?" મ્હોં ઠાવકું રાખી હું પણુ જવાબ દેતો કે "વખત પ્રમાણે ઠીક ચાલે છે." આ બધું તો હું ખમી શકતો, પણુ વારંવાર મ્હને ઓળખાવવા લોકો જે અધમ ઓળખાણુ આપતા અને આ કોણુ તો કે 'ફલાણુાનો જમાઈ" એમ કહેતા, તે મ્હને બહુજ લાગી આવતું તો પણુ "એ બી દિન જાયગા" એમ મન વાળતો. અધૂરામાં પૂરૂં બીજી ટર્મમાં સસરાજીએ મ્હારા પર તપાસ રાખવા મ્હારા સાથી તરીકે એક વાણીયાના છોકરાને મ્હારા રૂમમાં જગા અપાવી. વાંચક ! કહે જોઇએ, આ તે નજરકેદ કે કંઈ બીજું ?

૩

મ્હારી કહાણી આગળ કહેતાં મ્હનેજ શરમ લાગે છે પણુ હવે તો "ગધેડે બેઠા તે ઘેરજ ઉતરવાના"—મુંબઇમાં ઇન્ફ્લુએન્ઝા ચાલ્યો પણુ કોલેજમાં ટર્મ ઓન્ટ થતાં વાર લાગી તેથી સસરાજી મ્હને સાથે લઇ અંધેરી રહેવા ગયા અને અંધેરી ને મુંબઇ એમ સસરાજી સાથે ફેરા ખાતાં વારંવાર મ્હારી આંખે અંધારાં આવતાં. વારંવાર મ્હારાં મનમાં ઓછું આવતું કે મ્હારાં માબાપ શું કરવા મરી ગયાં ? આની સાથે મ્હારૂં પાનું કયાં પડયું ? પણુ પડયું પાનું સુધારી લેવાનુંજ હતું. મ્હારે એમના

સિવાય બીજો આશરોજ ન હતો. મ્હારા બાપ મિલ્કત તો સારી મૂકી ગયા હતા. પણ સૌ સગાંનો વિશ્વાસ નહિં અને છોકરીને લીધે સસરાનો સ્વાર્થ એમ સમજી એનેજ વાલી તરીકે પિતાજી મૂકી ગયા હતા એટલે મ્હારે બીજો રસ્તોજ ન હતો. બાકી આટલો અવિશ્વાસ? વખત છે મ્હારી છોકરી સાથે પરણ્યા પહેલાં બોલી જશે, વાત કરશે. વખત છે કદાચ છોકરીનું મન એના પર ચોંટી જાય. વખત છે ઘરમાં છોકરી એનો પક્ષ લેતી થઈ જાય અને વખત છે ઘરજમાઇ કરી રાખવાનો એમનો વિચાર મ્હને ખબર પડી જાય. પણ હું તો બધું સમજતો હતો. જો આમ હતું તો વિવાહજ શું કામ કર્યો?

જેમ જેમ મ્હારી ઉમ્મર વધતી ગઇ તેમ તેમ મ્હારી સમજ પાકી થતી ગઈ અને સંસારનાં સાચાં સુખના અભાવે કલ્પના ને ભાવનાનું મ્હેં મ્હારૂં નવું જગત રચવા માંડયું. મ્હેં વાંચવાનો શોખ વધાર્યો અને કવિની પેઠે તર્કવિતર્કોમાં વખત ગાળવા માંડયો પરંતુ એથી તો ઉલટા મ્હારા ભોગ લાગ્યા. કાલિદાસનું શાકુન્તલ વાંચ્યું અને મ્હને મ્હારી શકુન્તલા સરખાવવાની ઇચ્છા થઈ. મનમાં એમ આવ્યું કે કાલિદાસના યક્ષે મેઘને દૂત બનાવ્યો તો હું કાગળને દૂત બનાવું; પણ મેઘદૂતના આદરસત્કાર સાથે સરખાવતાં હું શું લખું? મ્હેં એક કવિતા લખી અને જ્યારે કોઈ ન હતું ત્યારે લાગ સાધી તે ટેબલ પર મૂકી મ્હારી પરણેતર થનારીને આંગળીવતી બતાવી. તે આવી; તરત ઉપાડી, આમતેમ કવિતા ઉપર આંખ ફેરવી અને કાગળ વાંચી ફાડી નાંખી ને કંઇક મ્હોકું મચકોડીને ચાલતી થઇ. મ્હેં તો મોટી મોટી આશા રાખેલી કે એ કવિતા લઇ જશે ને હંમેશાં પોતાના હૃદય ઉપર રાખશે; પણ એ બધી આશાઓ હવામાં ઉડી ગઇ. ક્યાં ઉર્વશી તે પુરૂરવસને ને લખે કેઃ—"મમ અંતર નવ જાણો, તથાપિ જેવી મ્હને ગણો નાથ; તેવી નિર્દય છું તો, પ્રેમે ભીના સદાયં તમ સાથ. સુતાં લૂલાં કોમળ પત્રો પારિજાતકની શય્યામાં, આ નંદનવનની લે'રો, બાળે તમામ ગાત્રો શેં મ્હારાં?" અને કયાં આ મ્હારી ઉર્વશી કે તે મ્હારી કવિતા વાંચી મ્હારા પર મ્હોકું મચકોડે!

વાંચક! એળીઓ જેણે ખાધો હોય તેજ તેની કડવાસ જાણે.

## ૫

એમ કરતાં કરતાં મ્હારી બી.એ.ની પરીક્ષા આવી. મ્હારા સસરાજીનો વિચાર હું બી.એ.ની પરીક્ષામાં પાસ થાઉં અને નોકરી લઇ ઠેકાણે પડું ત્યારે મ્હારાં લગ્ન કરવાનો હતો પણ ઘરમાં પાણીના રેલાની માફક છોકરીની જુવાની વધતી જતી હતી અને આગળ સંઘસનું વરસ આવતું હતું ને જુવાન છોકરીને સાચવવી અને સાપનો ભારો સાચવવો તેથી કમનસીબે જો કે હું માર્ચમાં નાપાસ થયો તો પણ મ્હારાં લગ્ન કરી દીધાં. હું પણ તેજ વાટ જોતો હતો. વળી આગળ શું થાય છે તે જાણવા પણ હું આતુર થઈ રહ્યો હતો.

હવેજ ખરેખરી કમબખ્તીની શરૂઆત થઈ. મ્હારા સસરાજીએ લગ્ન પહેલાંજ મ્હારૂં ઘર વેચી નાંખ્યું હતું કારણ કે રૂપિઆનું વ્યાજ ખોટું થાય, એટલે કમનશીબે સાસરવાસોજ મ્હારાં નશીબમાં હતો. વળી હું લાયક ઉમ્મરનો થયો ન હતો કે સસરા પાસે હિસાબ લઈ છૂટી શકું. હજી મ્હારી ઉમ્મર વીશ વર્ષનીજ હતી. એથી એકવીશમું વર્ષ મ્હેં કેવી વિટંબણામાં પસાર કર્યું? સાસરામાં રહેવું અને વહુને દેખવી પણ મોંએ તાળું મારવું. એક દિવસે ન રહેવાયાથી મ્હેં બોલવાનો પ્રયત્ન કર્યો ને સસરાજીને તેની ખબર પડી. પછી પૂછવુંજ શું? આમન્યાનો લોપ કરી એમણે મ્હારા સામું આંખ કાઢી કહ્યું કે "અનંતાનંદ! આ શું? મ્હારાં ઘરમાં એ નફટાઇ નહિં ચાલે. આમાંને આમાંજ નાપાસ થયા; હજુ પાસ થવું છે કે આગળ રખડવું છે? મ્હારાજ માલ પર તાગડ ધીંગા કરવા વિચાર છે કે શું? કયાં વખત વહી ગયો છે? એ પણ કેટલી બાળક છે?" "અરાઢ વર્ષનીજ બાળકી!! તેને પરણ્યા પછી પણ કેમ બોલાવાય? આમન્યાનો લોપ થઈ જાય!" દરરોજ સાસરામાં શાકભાજી મ્હારેજ લાવવું પડતું હતું અને બજાર સંબંધી પણ બીજું કામકાજ મ્હારેજ માથે હતું. મ્હારી વહુના ન્હાના ભાંડુઓને ભણાવવાનું પણ મ્હારેજ માથે કારણ કે મ્હારાથી સાસરામાં કાંઈ હરામનું ખવાય? વળી બજાર જવામાં તો સસરાજી મ્હને દુનીઆદારીની તાલીમ આપતા હતા. બજારનું કામ કાજતો કાંઇ નહિં પણ સાસુજીનો તકાદો જુદો તેથી હું બહુ હેરાન

થઈ ગયો હતો. "અનંતાનંદ! દૂધી લાવ્યા તો જરા જોઇને તો લાવીએ! આખી કેમ લાવ્યા? આ મુંડી તરફનો ભાગ આવે તે સમજતા નથી? આ ચોળી લાવ્યા તે પણ ભરેલી! તમને તો કાંઇ વિચારજ નથી. ગઈ કાલે મોગરીનો ભાવ તો અગિઆર પૈ હતો ને તમે તો આનો આપી આવ્યા!" આ અને આવું બીજું ઘણું સાંભળવું પડતું. વળી કોઇ કોઇ વાર કહેતાં કે 'તમારામાં અક્કલજ કયાં બળી છે? તમે તે કેવા મૂર્ખા!!' આવું આવું ઘણું સાંભળવું પડતું. મનમાં તે વખતે એમ આવતું કે 'ત્યારે મ્હારા જેવો મૂર્ખો માટી તમે તમારી લાડકી દીકરીને માટે શું કામ શોધી કાઢયો?' પણ વળી તરતજ ખ્યાલ આવતો કે મૂર્ખો માટી શોધ્યો હોય તોજ છોકરીના ઢોંબા અને ધપ્પા ખાય કેની? તોજ જમાઈને હાથમાં રાખી શકાય અને દીકરી જેમ ફાવે તેમ વર્તી શકે. પણ એમને માલમ ન હતું કે હું મૂર્ખો ન હતો. જે સહન કરતો તે ફક્ત વખતને માન આપીનેજ કરતો હતો. વાંચક! એટલું નક્કી સમજજે કે મ્હારાં હૃદયમાં તો જવાળામુખી સળગતો હતો પણ તે ફાટવાની વાર હતી; તો પણ હદ આવી રહી હતી. એક દિવસે મ્હારે માટે એ લોકોએ ઓરડો ખાસ શણગાર્યો હતો. તે દિવસે ઘરમાં જમવાનું પણ કર્યું હતું અને તેજ દિવસથી હમારે વરવહુ તરીકે સંસારસાગરમાં હમારૂં નાવ ઝંપલાવવાનું હતું. તે દિવસે મ્હારાં મનની સ્થિતિ કેવી હતી!!!

મ્હારૂં મગજ આટઆટલાં અપમાનથી ફાટતું હતું. એમાં ન હતો એક પણ ઉમળકો કે નો'તી રસિકતા. મનમાં સહુ ઉજ્જડ વેરાન થઇ ગયું હતું. મા સાંભરી, પિતા સાંભર્યા; મારી અનાથ સ્થિતિ યાદ આવી, સસરાનાં મ્હેણાં સાંભર્યાં અને સાસુના વાગ્બાણના ઘા તાજા થયા. તે ઉપર મીઠું છાંટયું હોય તેમ મ્હારી વહુએ મ્હારે માટે જે બેદરકારી બતાવી હતી તે યાદ આવી અને મોઢું મચકોડેલું તે પણ યાદ આવ્યું. આવી સ્થિતિમાં શું સુખ જોવાનાં હતાં? શું સુખ ભોગવવાનાં હતાં? રાત્રિના દશ વાગ્યા. હું ઉપર ગયો. પથારીમાં પડયો તો પણ મ્હારાં મનમાં હતું કે જો એ ઉપર આવે અને બોલાવે તો એને નારાજ ન કરવી. એની સાથે જેટલું

બને તેટલું સુખ મળે તેમ વર્તવું તો પણ પહેલી શરૂઆત એ કરવી જોઈએ. હું આંખ મીંચી પડી રહ્યો. અગિઆર વાગ્યા; એ ઉ આવી. હું જાગતો હતો. તે આવી તે મ્હેં જાણ્યું પણ આંખ મીંચી સૂઇ રહ્યો. મનમાં આશા રાખેલી કે એ થોડી વારમાં બોલાવશે પાંચ મિનિટ થઇ, દશ મિનિટ થઇ, પા કલાક થયો, પણ કાંઇ નહિં. પણ દૃઢ રહ્યો. એક કલાકે મ્હેં આંખ ઉઘાડી. મ્હેં શું જોયું? મ્હોંએ મ ઓઢી એ બાજુએ સૂઇ ગઈ હતી. ત્યારે શું હું ભાજીપાલો? બાપા રાખેલો નોકર? હું જાણે કે ધગધગતા અંગારાની નજીકથી આઘો ખસ હોઉં તેમ ઉઠી ગયો. થોડી વાર ઉભો રહ્યો. મ્હેં એ સૂતી હતી તેના ત જોયું. મ્હારાં મનમાં તિરસ્કાર આવ્યો; ધિક્કાર છૂટ્યો; નિર્વેદ પેદા થ અને અત્યંત સાવચેતીથી પણ વિજળીને વેગે હું તે ઓરડાના બાર આગળ આવ્યો. મ્હને નળના જેવું થયું. હું ફરી મ્હારી દમયંતીને જો પાછો ફર્યો. મનમાં એમ થયું કે કદાચ એ દમયંતી જેવીજ નિર્મળ હો પણ ના. નહિં તો મ્હોડું ન મચકોડત. ધીમેથી મ્હેં બારણું ખોલ્યું. ર દાદર ઉતર્યો, બીજો ઉતર્યો. ઘરનું આગલું બારણું ખોલી સાવચેતીથી બ કરી હું ઘર બહાર નીકળી ગયો.

૭

થોડીવાર ત્યાંજ ઉભો રહ્યો. મ્હારી મીલ્કત? હું ક્યાં જઈશ થોડી વાર વાટ જોઇ હોત તો? પણ ના. ઠરાવ થઇ ચૂક્યો હતો. આગળ વધ્યો. સઘળે રાત્રી સનસનાટ બોલી રહી હતી. આજુબા અંધારૂં હતું. મ્હારાં મનમાં પણ અંધારૂં હતું. અંધારામાંજ હું આગ વધ્યો. ભાગળ છોડી આગળ જતાં સ્ટેશન આવ્યું. તેના દીવા દેખા મ્હારાં મનમાં પણ કાંઇક અજવાળું પડ્યું. આજુબાજુ જોયું. શરીર ફક્ત બદનજ હતું. ન હતો કોટ કે ન હતી ટોપી. વળી સ્ટેશન પર રીતે જવું અને આગગાડીની ટિકિટના પૈસા ક્યાંથી લાવવા? મન બહુ તર્કવિતર્ક થવા લાગ્યા. ટિકિટ વગર મુસાફરી કરવી? ગુડસયાર્ડ જઇ કોઇ ડબ્બામાં ભરાઇ અમદાવાદ પહોંચવું? શું કરવું? હું નિરા થઇ સડકના ફૂટપાથ પરજ બેસી ગયો. ભીખ માંગવી? ના. ઈશ્વરને સૌ

ફીકર છે. મ્હને તરતજ યાદ આવ્યું કે નાનપણથી મારા ગળાંમાં એક સોનાની કંઠી છે. મ્હારામાં આશા આવી, પગમાં જોર આવ્યું. પણ તેને વેચવી ક્યાં ? અત્યારે કોને બતાવવી ? કોશીષ કરવામાં કાંઇ જતું નથી. હું સ્ટેશન પર ગયો. એક પોર્ટરને બોલાવ્યો. તેને દૂર અંધારામાં લઇ ગયો અને કહ્યું કે મ્હારે અમદાવાદ જવું છે પણ નથી પૈસો કે નથી કપડાં. મ્હારે બન્ને વાનાં જોઇએ છે. પોર્ટર કહે કે પૈસા હોય તો બધું બને પણ તે વિના શું કરવાના હતા ? મ્હેં કહ્યું કે મ્હારી પાસે કંઠી છે તેમાંથી એક સેર હું તને તોડીને આપું; તું બધી ગોઠવણ કર. મ્હેં સેર તોડી આપી પણ પરિણામ શું આવ્યું ? પોલીસે આવી મ્હને પકડ્યો ! ! ! "માલ ક્યાંથી ચોરી લાવ્યો?" ધીરજ ને સમયસૂચકતા વગર હવે મ્હારો છૂટકો ન હતો. મ્હેં ધારેથી જવાબ દીધો. 'મ્હને ફોજદારસાહેબ પાસે અત્યારેજ લઈ જા. એથી તને પણ લાભ થશે.' સિપાઈ તો લોભમાં લપટાઇ મ્હને ફોજદારસાહેબ પાસે લઇ ગયો.

૮

નસીબે મ્હને વાર્યો. વૃદ્ધ ફોજદારસાહેબ મારા પિતાના મિત્ર થતા હતા. તેમને મ્હેં બધી બીના સમજાવી. તેમને મ્હારી દયા આવી અને મ્હને કહ્યું કે આપણે ત્યાંજ રહે. મ્હેં ના કહી પણ તેમણે બહુ આગ્રહ કર્યો. તો પણ હું દૃઢ રહ્યો. આખરે મ્હેં એમના અનુગ્રહ તરીકે એમની પાસે કંઠી મૂકી રૂા. ૩૦૦) લીધા. હું અમદાવાદ ગયો અને બે મહિના પસાર કરી. બી. એ.ની પરીક્ષા પાસ કરી. ત્યાંજ મ્હને ફોજદાર સાહેબ તરફથી અમદાવાદમાં ખબર મળી કે મ્હારા સસરાજી મ્હારે માટે છૂપી છૂપી તપાસ કરે છે પણ બહારથી કહે છે કે પરીક્ષાનું વાંચવા એ બહારગામ ગયા છે. કેવું ભયંકર જુઠાણું ! ! ! એની પાસે જઇ મ્હારી મિલ્કતનો દાવો કરવાનું તથા મ્હારી વહુને લઈ જવાનું પણ મને ગમ્યું નહિ. મ્હેં બારોબારજ નોકરીની તપાસ કરવા માંડી. ન્યુસપેપરમાં જાહેરખબર વાંચી કે દરભંગાના મહારાજાને ત્યાં લાઇબ્રેરીઅનની જગ્યા ખાલી છે અને તે જગ્યાને માટે રૂા. ૨૦૦)નો પગાર છે. હું તરતજ

દરભંગા તરફ ઉપડયો. મ્હારાં મનમાં કે સસરાજીથી જેટલું દૂર જવાય તેટલું સારૂં. ઈશ્વરનું કરવું કે તે જગા મ્હને મળી.

ઇશ્વરેચ્છાનુસાર હું હવે મહારાજનો પ્રાઇવેટ સેક્રેટરી થયો હતો. મ્હને મહિને ૭૦૦) રૂ. મળતા હતા. મહારાજનો મ્હારા પર પૂર્ણ ભરોસો હતો. હું સર્વ રીતે સુખી હતો પણ મ્હને કોઇ કોઇવાર વહુ વિના વિમાસણ થતી. પણ આવી વહુને લાવીને શું કરવાનો હતો ? મ્હારા નશીબમાં તો ઘી વગરના કંસાર જેવો લૂખો સુકો સંસાર ભોગવવાનો હતો.

એક વખત એવું બન્યું કે કાંઇક મહારાજના કામસારૂ મ્હારે મુંબઈ જવાનું થયું. ત્યાં મ્હારે પોલિટિકલ ડીપાર્ટમેન્ટના ચિફ કર્લાકને મળવાનું હતું. હું મુંબઇ આવ્યો. ત્યાં મ્હેં એક બંગલો થોડા વખત માટે ભાડે રાખ્યો અને એક મોટર ઘણી જગાએ ફરવાનું હોવાથી ભાડે રાખી. મ્હેં વિચાર કર્યો કે જો ઓફીસમાં મળવા જઇશ તો ત્યાં સસરાજીનું મ્હોં જોવું પડશે માટે ચિફ કલાર્કને બંગલેજ મળવા જવું. એ પ્રમાણે હું સવારે ચિફ કલાર્કનો બંગલો ખોળતો વાલકેશ્વર ગયો પણ ત્યાં માલમ પડયું કે એ રજા પર હતા અને કામચલાઉ ચિફ કલાર્કનો બંગલો ત્યાંથી થોડે દૂરજ હતો. હું ત્યાં ગયો. તેમને મ્હારૂં કાર્ડ મોકલ્યું કે તરતજ એઓ સાહેબ બહાર આવ્યા. અમે બન્ને એકબીજાના સામું જોઇ રહ્યા. "સસરાજી"! "અનંતાનંદ!" તરતજ સસરાજીના રૂઆબમાં ફેર પડી ગયો. આવો, આવો, ઘરમાં આવો! તમે તો ઘણી શોધ કરાવી! આખરે મળ્યા. અમને જણાવ્યું પણ નહિં. લાવણ્યમયી પણ કેવી થઈ ગઇ છે! ત્રણ ત્રણ વરસ વચ્ચે નીકળી ગયાં. એ બિચારીને ક્ષય લાગુ પડયો છે. હજુ શરૂઆતજ છે. આ આવકારના બદલામાં મ્હારે શું બોલવું? તરતજ વિચાર થયો કે મોટરમાં બેસી ચાલ્યો જાઉં પણ મહારાજનું કામ રવડે. હું બોલ્યા વગરજ ઘરમાં ગયો. સસરાજીએ ઘરમાં પેસતાંજ હુકમ કર્યો કે 'મેંકુ! સાંભળો છો કે? આજ તો અનંતાનંદ આવ્યા છે. આપણે ત્યાંજ રહેશે?" મ્હેં કહ્યું કે "હું રહેવાનો નથી. મ્હેં બંગલો રાખ્યો છે ત્યાં ભટે સહુ તૈયાર કરી દીધું હશે. ફક્ત મ્હને મહારાજની આજ્ઞાનુસાર આટલું કામ કરી આપો કે હું પાછો જાઉં." ઘરમાંથી તરતજ

સાસુજી દોડી આવ્યાં. તે બોલી ઉઠયાં, 'ના, ના, એમ તે કાંઇ થાય ? તમને ખોટું લાગ્યું? પણ હવે કંઈ પાછા નાશી જવાશે? મ્હારી લાવણ્યમયીને કેટલી દુઃખી કરી ?' તરતજ સસરાજીએ આંખ કરીને ઘરમાં પાછાં મોકલ્યાં. એ પાછળ ગયા. હું ત્યાંજ ઉભો રહ્યો. એ બહાર આવતાંની સાથે સાસુજીનો મીજાજ બદલાઇ ગયો. 'ઘણે દહાડે જમાઈ આવ્યા, કંસાર રાંધો, જીવા! બધું બરાબર તૈયાર કરજે, પાટલા માંડજે, લાવણ્યમયી, તુંજ પીરસજે'! સાસુજીનો અવાજ મ્હેં સાંભળ્યો. હું ધર્મસંકટમાં આવી પડયો. આને ઘેર જમવું ? પણ મન એ માંકડા જેવું છે. વહુને એકવાર ફરી જોવાની ઇચ્છા હું ત્યાગી શકયો નહિં.

## ૧૦

કામ કામને ઠેકાણે રહ્યું. અમે જમવા બેઠા. રસોઈ સુંદર થઇ હતી, તો પણ મનના ગુસ્સાને લીધે મ્હેં કંઇ બરાબર ખાધું નહિં. સાસુજીએ આગ્રહ કર્યો, સસરાજીએ કહ્યું, પણ કંસાર છાંડયો. ભાત લઇ આચમન કરી હું ઉઠયો. થયું. મારૂં કામ પતી ગયું. એને જોઇ બંગલે જવું પણ ના, સસરાજીએ કહ્યું કે મ્હારે ત્યાંજ રહેવું પડશે. ટેવ પડી ગયેલી હોવાથી હુકમ માથે ચઢાવવો પડયો.

રાત્રિના અગિઆર વાગ્યા. મ્હારૂં કામ ખલાસ થઈ ગયું. હું ઉપર સુવા ગયો. ઓરડામાં દાખલ થયો. ઓરડાનો ઠાઠ ઠીક જમાવેલો હતો. વચ્ચે ગોળ ટેબલ હતું. તે પર લેમ્પ બળતો હતો. ભાંતે સુંદર છબીઓ ટાંગેલી હતી. સ્વચ્છ મચ્છરદાનીવાળો એક છત્રીપલંગ પણ બાજુ પર પડયો હતો. એક સુંદર સુશોભિત હીંચકો એ ખંડમાં હતો. મ્હેં ઓરડામાં પગ મૂકયો. હજી પથારી થવાની બાકી હતી. કોઈ સ્ત્રી પથારી સમારી રહી હતી. પથારી પર એણે શું નાંખ્યું હતું? ફૂલ હતાં. હું ટેબલ પર જઈ બેઠો. મ્હારાં મનમાં કે આ નોકર ચાલી જાય એટલે સૂઈ જાઉં. થાક બહુ લાગ્યો હતો. મ્હેં થોડીવાર પછી પાછળ જોયું. એ હજુ પણ ગઈ ન હતી. મ્હેં કહ્યું 'પથારી થઇ હોય તો તું તારે જા.' એની મ્હારા તરફ પીઠ હતી પણ તરતજ કપડાં પરથી મ્હને લાગ્યું કે આ નોકર ન હોય. હું કંઇ બોલ્યો નહિં. વિચારવમળમાં પડયો. યાદ આવ્યું કે 'શરૂઆત

એણે કરવી જોઇએ.' થોડી વાર વાટ જોઈ પણ મ્હારી આશા ફોકટ. મ્હારાથી એની મેળેજ બોલાયું કે 'આ તે અબળા કે બલા?' શું એ મ્હારા આ બોલવામાં જાદુ હતું? તરતજ એ મ્હારે પગે આવીને પડી. મ્હારા પગ એનાં આંસુથી ભીંજાઈ ગયા. એણે રડતાં રડતાંજ કહ્યું, 'ના, ના, નાથ, હું અબળાજ છું. તેને લીધેજ તમને આટલું દુઃખ પડયું છે. હું એમના સામું થઈ ન શકી. મ્હને ભાઈનો બહુ ધાક હતો. ત્હમારેજ માટે. તમને એ બહુ દુઃખી કરતા હતા. હું ત્હમારી સાથે બોલું તો મ્હને વધુ ખમવું પડે. તે દિવસે આપ ઊંઘી ગયા હશો, થાકેલા હશો, એમ ધારી મ્હેં તમને ઉઠાડયા નહિં. માફ કરો! માફ કરો! નાથ! હું અભાગિણી સમજી ન શકી. મ્હારાં મનમાં તો ત્હમને બધું કહી દેવાની ઇચ્છા હતી, પણ હું ઊંઘી ગઇ. આપ ચાલ્યા ગયા તે દિવસથી મ્હને આજ સુધી બહુજ લાગ્યાં કરે છે. હું ફરી એ ભૂલ નહિં કરૂં"?

મ્હેં પૂછ્યું "પણ તે દિવસે મ્હોં મચકોડેલું તેનું શું?" "ક્ષમા કરો. નાથ!" એણે કહ્યું. તે દિવસે આપની કવિતા વાંચી ત્યારથીજ મ્હને તે લગભગ મ્હોડે થઇ ગઈ હતી. ભાઈના હાથમાં કાગળ ન જાય માટેજ મ્હેં તે ફાડી નાંખેલો અને મ્હોડું પણ મચકોડેલું કે હવે એમનું કાંઇ વળશે નહિં. કહો તો કવિતા ગાઈ બતાવું."

પ્રિય વાંચક! સર્વ વાતનો ખુલાસો થયો મ્હેં મ્હારી હૃદયેશ્વરીને મ્હારી સમીપ બેસાડી. હવે એની કૃશતાએ મ્હને કાલિદાસનાં '**वल्केलनापि तन्वी**'નું ભાન કરાવ્યું; એનું શામળાપણું મ્હને શ્યામાનું સ્વરૂપ ભાસ્યું અને એની ઉંચાઈ મ્હને કદલીવૃક્ષ જેવી લાગી. આગળ જણાતા સર્વ દોષોમાં મ્હે વિવિધ ગુણોનું નિરૂપણ કર્યું.

# કવિતા કરવાનું પરિણામ

૧

મ્હારો મિત્ર વિનોદ કવિ હતો. એને છેક નાનપણથીજ કવિતા કરવાનો શોખ હતો અને અત્યારે તો એની એક સારા અને પ્રાસાદિક કવિ તરીકે પણ ચાર લોકમાં ગણના થતી હતી. એક દિવસ વિનોદ મ્હારે ત્યાં આવેલો ત્યારે એની ભાભીએ કહ્યું કે, "વિનોદભાઇ ત્હમને કોઈ પણ વિષય ઉપર કવિતા કરવા આપી હોય તો બનાવી શકો ખરા કે"? વિનોદે જવાબ દીધો કે "કવિતા કાંઇ બનાવેલી નથી થતી, એતો લાગણીનો આવેશ આવે તો એની મેળેજ થઈ જાય." ત્યારે એની ભાભીએ પૂછ્યું "લાગણીનો આવેશ ક્યારે આવે"? વિનોદે જવાબ વાળ્યો કે કોઈ પણ કુદરતનું સુંદર ચિત્ર નજરે પડે, કાંઇ ગુસ્સે થવાનું, કાંઈ રડવાનું, કાંઈ હસવાનું કારણ મળે, કોઈ સુંદર રમણીની મૂર્તિ જોવામાં આવે તો કવિતા સારી લખી શકાય. તરતજ વિનોદની ભાભીએ ઉઠી કબાટમાંથી એક પોટલી કાઢી, માંહેથી એક સુંદર નાની છબી કાઢી વિનોદના હાથમાં મૂકી અને કહ્યું "જુઓ વિનોદભાઇ, આ છબી કેવી સુંદર છે! એ બિચારી પરણ્યા પછી ત્રીજેજ વર્ષે વિધવા થઈ હતી. તમારા ભાઇની આંખમાં એની વાત કરતાં આંસુ આવી જાય છે. એને સહુએ ઘરમાંથી કાઢી મૂકેલી. ત્હમને આ ચહેરો શું નિર્દોષ નથી લાગતો? ત્હમને આ વૃતાંત શું કવિતા કરવા જેવું નથી લાગતું?"

૨

ઉપરોક્ત કોમળ વચનો સાંભળી વિનોદનું હૃદય પીગળી ગયું. એનાં હૃદયના તાર ઝણઝણી ઉઠયા અને એકાદ સુંદર કાવ્યની પંકતિ એની મેળે સ્વતઃ નીકળી અને થોડા વખતમાં રૂઢીને ધિક્કારનાર એક સુંદર કાવ્ય એના વિષે બનાવી કાઢ્યું. તે સુંદર પ્રતિમાની નિર્દોષ મુખમુદ્રા, ભવ્ય લલાટ ઉપર સૌન્દર્ય અને નિર્દોષતાનો પ્રતાપ, વિધિની ક્રૂરતા અને વિધિ કરતાં પણ ક્રૂર એવાં એનાં સગાં. જનસમાજમાં રૂઢીબંધનો તોડી નાંખી સુધારા

કરવાની જરૂર, બાળ વિધવાઓનાં પુનર્લગ્ન દાખલ કરવાના રિવાજની ભણામણ, એ સહુ કાવ્યમાં બહુ સારી રીતે આલેખાયું હતું.

ત્યાર પછી થોડી વાર રહી મ્હારો મિત્ર પોતાને ત્યાં ગયો પણ કવિતા કર્યા પછી એનાં મન પર કાંઇ ભારે અસર રહી ગઇ એમ અમને લાગ્યું. હતું. એના ગયા પછી એની ભાભીને તરતજ સાંભર્યું કે પેલી છબી એની પાસે રહી ગઇ હતી. મ્હેં કહ્યું "કંઇ નહિં, ફરી આવશે ત્યારે માંગી લઇશ."

૩

થોડા દિવસે વિનોદ પાછો મ્હારે ત્યાં આવ્યો ત્યારે કાંઈ એનામાં અજબ ફેરફાર થઇ ગયો હતો. જાણે કોઇ મોટા મંદવાડમાંથી ઉઠયો હોય એમ એનું શરીર ફીકું પડી ગયું હતું. એની આંખો ઉંડી ઉતરી ગઈ હતી. એ તદ્દન સુકાઇ ગયો હતો. અમને એનું કાંઇ કારણ સમજાયું નહિં અને મ્હારા તો ધ્યાનમાં પણ એ વાત ન હતી. વિનોદની ભાભીએ પેલી છબી પાછી માંગી કે તરતજ વિનોદનું વદન દીન થઈ ગયું. એણે કહ્યું "ના, ના, ભાભી! એ છબી હું તમને પાછી આપવાનો નથી. એ તો મારૂં જીવન થઇ પડી છે અને આજે હું એટલાજ માટે આવ્યો છું. તપાસ કરવા કે એ કોની છે. દુનિયામાં આવાં દુઃખી માણસોની વહારે ધાવુંજ જોઇએ." આ સાંભળી વિનોદની ભાભીથી હસ્યા વિના રહેવાયુંજ નહિં. એણે પૂછ્યું "ત્યારે શું વિનોદભાઈ, એની સાથે પુનર્લગ્ન કરશો?"

વિનોદ ગંભીર થઇ ગયો. આવા સીધા સવાલનો શું જવાબ આપવો? મ્હને પણ હસવું માયું નહિ. તરતજ વિનોદે શરૂઆત કરી. "એમાં હસવા જેવું કાંઇજ નથી. કદાચ હું એની સાથે પુનર્લગ્ન કરૂં પણ ખરો? હજુ હું ક્યાં પરણ્યો છું"? એણે મ્હારા તરફ ફરી "કહ્યું વીરેન્દ્ર, જરૂર મ્હને કહે એ કોણ છે? તું મ્હને એને ત્યાં લઇ જશે? હું એને બધી વાત કહીશ. એની રૂચી પ્રમાણે કરીશ. હું ચીબાવલી દુનિયાની જરા પણ દરકાર કરતો નથી."

હું તો દિંગ્મૂઢ બની ગયો. મેં કહ્યું "ભાઇ, તું હજુ તો એને ઓળખતો નથી. આટલો બધો આકળો કેમ થઇ ગયો છે?"

મ્હારૂં તો એણે સાંભળ્યુંજ નહિં. એણે તો પોતે અનુભવેલાં સ્વર્ગ અને નર્કની વાતો કરવા માંડી. પચ્ચીશેક કવિતાનું બંડલ કાઢી એણે મ્હારા તરફ ફેંક્યું અને વિનોદની ભાભી તો આડું જોઇ મનમાં ને મનમાં કાંઇ હસ્યાંજ કરતી હતી. તેણે ધીરે રહી મ્હને આંખથી ઇસારો કર્યો અને હું ચૂપ રહ્યો.

તેણે કહ્યું "કાંઇ નહિ વિનોદભાઈ! એ તમને એ જેની છબી છે તેની પાસે લઇ જશે અને તમે તેને મળજો અને તમારૂં બધું હૈયું ત્યાં ખાલી કરજો. અત્યારે તો આ રામો ચાહ લાવ્યો છે તે પી લ્યો; જરા ધીરા પડો; લાગણીનું કામજ એવું છે. ચાલો કોઇની જીંદગી સુધરતી હોય તો ઘણુંજ સારૂં. દુનિયામાં તમારા જેવા પરોપકારી માણસો બહુજ થોડા હોય છે." વિનોદે જવાબ દીધો "પણ ના, ભાભી, એમાં પરોપકાર છેજ નહિં. એ તો હું મ્હારી ફરજ બજાવવાજ તૈયાર થયો છું. વીરેન્દ્રભાઇ, કાલે આપણે જઇશું. હું આજ વખતે તમારે ત્યાં આવીશ." હું જવાબ દઉં તે પહેલાં વિનોદની ભાભીએ જવાબ દઇ દીધો "હા. હા, આવજો. કાલે જરૂર એ તમારી સાથે આવશે. ધરમના કામમાં ઢીલ કેવી? તમે પણ શું; જજો કાલે એની જોડે." ચ્હા પી થોડી વારમાં વિનોદ ઘેર ગયો ત્યાં સુધી એણે બસ પોતાનો પ્રેમ અને પ્રેમપાત્રનીજ વાતો કરી અને અમે પણ એની લાગણી દુખાય નહિં માટે જેમ તેમ કરી હસવું દબાવી સાંભળ્યાંજ કર્યું.

૪

બીજે દિવસે વિનોદ પાછો ઘેર આવ્યો. તેણે કહ્યું "ચાલો કપડાં પહેરી લ્યો." તરતજ મ્હેં કપડાં પહેરી લીધાં. એટલામાં વિનોદની ભાભી આવી. તેણે કહ્યું "રાખો, વિનોદભાઈ, તમને લઈ તો જાય છે પણ એક શરત કરવાની છે કે તમે ત્યાં જે વાતો કરો તે બધી એમના દેખતાં કરવી અને ઘેર આવ્યા પછી ત્યાં શું વાત કરી આવ્યા, ત્યાં શું શું લાગણીઓ અનુભવી તેનો એક સુંદર સંવાદ કે કવિતા કે લેખ તમારે મ્હને આપવો." વિનોદે શરત કબૂલ કરી અને હું એને લઇ ઘરની બહાર નીકળ્યો. એ એના વિચારમાંજ મગ્ન હતો. મ્હારી સાથે કાંઇ પણ વાત એણે કરી નહિં. હું પણ મુંગો મુંગોજ એની આગળ ચાલતો હતો.

આખરે અમે એક ભવ્ય મહાલય આગળ આવી પહોંચ્યા. બહાર ભૈયો બેઠો હતો તે અમારા આવ્યાંની ખબર આપવા અંદર ગયો. અમે પણ અંદર બોલ્યા વગર પેઠા. તરતજ મ્હારો ન્હાનો સાળો દોડતો દોડતો બહાર આવ્યો અને કહ્યું, "આવો વીરેન્દ્રભાઇ, આવો,અંદર આવો,બા અંદર છે" હું અંદર ગયો. મ્હારાં સાસુ અંદર હતાં. તેમણે મ્હને જોઈ કહ્યું "આવો, આવો, કાંઈ ઘણે દહાડે. એ તો મુંબાઈ ગયા છે. કંઇ કામ હતું ?" મ્હેં કહ્યું "નારે, કાંઇ ખાસ કામ નહોતું. એ તો મ્હારા મિત્ર વિનોદભાઇને જરાક મ્હોટીબાને મળવું હતું તેથી એને તેડી આવ્યો છું." મ્હેં કહ્યું તે કાંઇ વિનોદે સાંભળ્યું હોય એમ મ્હને લાગ્યું નહિં. એ તો માત્ર પોતાનો પ્રેમ અને પોતાનાં પ્રેમપાત્રનોજ વિચાર કરતો હતો.

મ્હારાં સાસુએ કહ્યું "ત્યારે સાસુજીને બોલાવું"? મ્હેં ડોકું ધુણાવ્યું. મ્હારાં સાસુએ અમને હીંચકા ઉપર બેસવાનું કહ્યું અને અંદર જઈને પોતાનાં સાસુને મ્હારા આવ્યાની ખબર કહી. થોડી વારમાં તે પવિત્રતાના પ્રતાપવાળી વૃદ્ધ છતાં પણ રસળતી ખુબસુરતીનાં ચિન્હવાળી, સાંઠ વર્ષની વૃદ્ધા બહાર આવી. એણે મ્હારી તબીયતના સમાચાર પૂછ્યા. મ્હેં કહ્યું "ઠીક છે." ત્યાર પછી મ્હેં પાછા ફરી વિનોદને કહ્યું "ભાઇ, તારે શું કહેવાનું હતું ? જે કહેવું હોય તે કહે."

એણે જરા પણ સમજ્યા વગર જવાબ દીધો "ના, ના, મ્હારે કાંઇ કહેવાનું નથી." મ્હારાં મનને કે વિનોદને પોતાની ભૂલ સમજાઇ હશે તેથી મ્હેં કહ્યું "ચાલો ત્યારે જઇએ." એમ કહી અમે ઘેર જવા તૈયાર થયા સાધારણ ચાહપાણીના સત્કાર પછી અમે ઘર બહાર નીકળ્યા.

૫

વિનોદે કહ્યું "કેમ ભાઇ વીરેન્દ્ર ! ચાલ ત્યારે આપણે પેલીને ત્યાં જવું છે ને?" મ્હેં પૂછ્યું "કોને ત્યાં ?" એણે કહ્યું "પેલી જેની છબી છે તેને ત્યાં." મ્હેં જવાબ દીધો "ત્યાં તો આપણે જઇ આવ્યા." વિનોદ આશ્ચર્યમાં ડૂબી ગયો. "હેં ! કોને ત્યાં ?" મ્હેં કહ્યું કે "તે છબી તો મોટીબાની છે" વિનોદે કહ્યું "તું શું કહે છે?" ત્યારે તો હું સજ્જડ મૂર્ખો બન્યો."

મ્હે કહ્યું "હું તો ત્હને ક્યારનો કહેતો હતો પણ તું ક્યાં સાંભળતો હતો.?"

વિનોદે કહ્યું " એ બધી ભાભીની કરામત. એણેજ મ્હને બનાવ્યો. કાંઇ ફીકર નહિં. એનો પણ કોઇવાર વખત આવશે." અમે ઘેર ગયા. વિનોદને એની ભાભીએ પૂછ્યું " કેમ, વિનોદભાઈ! હૃદયનો ઉભરો ખૂબ ખાલી કર્યો કેની ?"

વિનોદે જવાબ દીધો, "ભાભી, હવે તો એ ઉભરો તમારી આગળ ખાલી કરીશ. મ્હારાં મન આગળ ખડી કરેલી એ કલ્પિત મૂર્તિ ગમે તેમ કરી આણી આપો નહિંતો મ્હારૂં શું થશે તે મ્હને કાંઇ સમજાતું નથી."

વિનોદના બોલવામાં કાંઇક ભયંકર ગંભીરતા હતી એનામાં કાંઇ જુદોજ આવેશ આવી ગયો હતો. અમે બન્ને જણાએ મળી એનું કાંઇક સાન્તવન કર્યું અને તરતજ એને ઘેર મોકલ્યો.

૬

ત્યાર પછી મ્હેં એને બહુજ ઠપકો આપ્યો. વિનોદના લાગણીવાળા સ્વભાવની મશ્કરી કરવાનું આ ગંભીર પરિણામ આવ્યું હતું તે એને પણ સમજાયું. ગમે તેમ કરી વાત સુધારવાની હતી તેથી એણેજ બધી વાત માથે રાખી. થોડા દિવસ પછી એણે મને વિનોદની ખબર કાઢી આવવા કહ્યું. મ્હેં ખબર કાઢી. વિનોદે 'વિરહીની વેદના' નામનું મહાકાવ્ય લખ્યું હતું પણ એને ક્ષય લાગુ પડયો હતો. એનું શરીર દિવસે દિવસે ગળાતું જતું હતું.

૭

આજે વિનોદ મ્હારે ત્યાં આવ્યો હતો. અમે નીચે બેઠાં હતાં. એણે વિનોદને કહ્યું, "વિનોદભાઇ, જરા ઉપર નહિં જાઓ! આજે મ્હારે તમારી પાસે એક નવી કવિતા લખાવવી છે. તે પણ મહાકાવ્ય લખવાનું છે, અને એની શરૂઆત કરવાનું મૂહૂર્ત આજેજ છે. તેનું નામ સંયોગસુખ રાખવાનું છે.

વિનોદે કહ્યું "ભાભી, તમારી મશ્કરી મ્હને બીલકુલ પસંદ નથી. તમને હજી મ્હારી દયા નથી આવતી ?

લલિતા—"વિનોદભાઈ, તમે મ્હારૂં એટલું કામ નહિં કરો ?"

વિનોદ—"કવિતા બનાવેલી તે કાંઇ થતી હશે ?"

લલિતા—"તમે ઉપર જશો તો એની મેળેજ થઇ જશે."

વિનોદ—શી રીતે ?

લલિતા—ઉપર જાઓ તો ખરા.

વિનોદ આખરે ઉપર ગયો.

૮

લગભગ પોણો કલાક થયો તો પણ તે પાછો ફર્યો નહિ, ત્યારે મ્હને થયું કે "એ ગાંડો ઉપર શું કર્યાં કરે છે; લાવ જોઉં." એમ કહી હું ઉઠયો. તરતજ એણે મ્હને રોકયો, ઉપર ના જશો અને જાઓ તો કોઇ જાણે નહિં તેમ ધીરે ધીરે જજો નહિતો કાવ્ય લખવામાં ખલેલ પડશે. નહિ તો ચાલો, હુંએ તમારી સાથે આવું છું. પછી અમે બન્ને બહુજ ધીમે પગલે ઉપર ચઢયાં. ધીરે રહી બારણાંની ફાટમાંથી અમે અંદર જોયું, "અરે લુચ્ચા ! મ્હારાથી અચાનક બોલાઇ ગયું અને ધીરેથી મ્હેં લલિતાને એક તમાચો લગાવી દીધો. તરતજ રંગમાં ભંગ પડયો. ગરીબ બિચારો વિનોદ એકદમ ગાભરો બની ગયો. એના હાથમાંથી કલમ પડી ગઇ. એની બગલમાંની બાલિકા એનાથી પણ વધારે બાવરી બની જઇ તરતજ છટકી. અમે એને બોલાવીએ તે પહેલાં એણે બારણું ઉઘાડયું અને વિજળીની ઝડપે સીડીનાં પગથીઆં ઉતરી મ્હારાં ઘરમાંથી ચાલી ગઇ.

૯

અમે ઓરડામાં ગયાં. એક સરસ કવિતા કાગળ ઉપર લખેલી પડી હતી. થોડે દિવસે વિનોદનાં લગ્ન લલિતાની ફોઇની છોકરી ચંદ્રિકા સાથે થયાં. લલિતા વિનોદને હવે વિનોદમાં વિરહી કહીનેજ બોલાવતી અને વિનોદે પણ ચંદ્રિકાનું નામ સંયુક્તાજ રાખ્યું હતું.

# ખૂબસુરતીની બલા

૧

ખૂબસુરત જન્મવું એ પણ એક મોટા પાપનુંજ ફળ હોય એમ મ્હને લાગે છે; વળી વાંસળી વગાડતાં આવડી એટલે પૂરા ભોગ અને કોઇની પાંસળી વીંધે એવી વગાડતાં આવડી કે પછી તો થઇજ રહ્યું. કૉલેજમાંથી છૂટી બે ઘડી ઘેર જઈ વાંસળી વગાડી જીવને ખુશ કરવા બેઠા કે ભોગ લાગ્યા. એક બારીમાંથી ડોકીઉં કરે, બીજી રસ્તે જતાં ઉભી રહે, ત્રીજી વળી કાંઇ બહાનું કાઢી ઘરમાં લેવા આવે; વળી એટલે સુધી નફટાઇ કે ઉભી પણ રહે અને આપણી સામુંજ જોયાં કરે. તરતજ મ્હારે વાંસળી વગાડવી બંધ કરવી. ઘેર બેઠાં પણ સુખ નહિં. આ તે કેમ ખમાય? હું કાંઈ કૃષ્ણ ન હતો કે વૃંદાવનમાં રાસ રમવાનો હતો; આસપાસ ગોપીઓ અને વચ્ચે કહાન! મ્હને તો બૈરી જાત ઉપરજ સામાન્ય રીતે અસલથીજ અત્યંત ચીઢ. માણસનાં સઘળાં દુઃખનાં કારણમાં તળીએ એજ હોય છે. માણસ બેપગાનો ચોપગો થયો કે પડયો ખાડામાં. ગધેડાની માફક એના નશીબમાં ડફણાંજ સરજાયેલાં.

૨

હમણાં હમણાં તો કૉલેજમાં પણ મ્હને કાંઈ ગોઠતું નથી. જે આવે તે "કેમ મી. પ્રભાકર! તમારી વાંસળી સાંભળી ફલાણી તો તમારી ઉપર ખુશ થઈ ગઈ. મીસ શાન્તા તો વાંસળી સાંભળવા તમને ખાસ પોતાને ઘેર બોલાવવાનાં છે. તમારે કાંઇ ગયા વગર ચાલશે"? શું હું કાંઈ ગાવા બજાવવાનો ધંધો કરૂં છું? પણ ચાલતુંજ નથી. ના કેમ કહેવાય? બાકી મનમાંથી તો ઘણીજ અકળામણ આવતી. આખો દિવસ એ શું? આખો દિવસ મ્હારા સામું ને સામુંજ જોયાં કરે. શું કાંઇ મારા મોંઢા પર છે? હીરા માણેક જડયાં છે? વળી મ્હારી વાંસળી જો સાંભળવી બહુ પસંદ પડતી હોય તો વળી એને ઘેર જઇ કોઇકવાર વગાડી આવીએ. વળી

સાંભળવાનું કાને કે આંખે ? અને તે પણ વાંસળી મ્હારી પાસે હોય અને વગાડતો હોઉં ત્યારેને ? આખો દહાડો કૉલેજમાં પણ મ્હારા સામુંજ જોયાં કરે. હવે હું કૉલેજમાં પણ નથી જવાનો એવો મેં નિશ્ચય કર્યો. પ્રીવીયસની પરીક્ષા પાસ કરી હું મેડીસીનના અભ્યાસ માટે મુંબઈ ગયો. ત્યાં ખાસ કરી હું મ્હારી વાંસળી ન લઇ ગયો.

૩

મુંબાઇમાં હું મ્હારા મામાજીને ત્યાં રહેતો હતો. એઓને એલફિન્સ્ટન હાઇસ્કૂલમાં નોકરી હતી અને એમને ત્યાં રહેવામાં મ્હને બધી રીતની સગવડ પડે અને ખર્ચમાં પણ કાંઇક ફાયદો થાય એમ ધારી હું એમને ત્યાં રહ્યો હતો. ત્યાંયે પાછા એના એજ ભોગ લાગ્યા. એક દિવસ ભૂલમાંજ મ્હારાથી કાંઇ ગવાઇ ગયું અને મામીએ તે ફરીથી ગાવા મ્હને આગ્રહ કર્યો મામીને કાંઇ ના કહેવાવાની હતી ? મ્હેં ફરી ગાવાની શરૂઆત કરી અને અમારી જોડેની પાડોશણ વાણીયણ હતી તે આવી પહોંચી. “અહો ! પ્રભાકરભાઈ ! ત્હમને તો ગાતાં બહુજ સરસ આવડે છે.” મ્હારાં મનમાં કે “હા આવડે છે.” મ્હેં કાંઇ ગુન્હો તો નહોતો કર્યો. પછી તો જ્યારે પણ મ્હારા મોંઢામાંથી બે લીંટી નીકળી કે આજુબાજુથી ગોળ ઉપર માખીઓ ઉભરાઇજ જાય અને આખરે મ્હારે ગાતાં બંધ થઇ જવું પડે. તેમાં એક દિવસ મ્હારા મિત્ર વ્રજેન્દ્રે આવી મ્હને ખબર આપી કે કોઇ મુંબાઇ મેડીસીનનો અભ્યાસ કરવા આવ્યું હતું ત્યારે તો હું પૂરો મુંઝાયો. નાશી છૂટવાને હું મુંબાઇ આવ્યો તો ત્યાં એનું એ. “રાંડ ત્હારો રોટલો ઘડતાં ભાંગ્યો—ભોગ મ્હારા ‘હવે તો પડશે તેવા દેવાશે.’

૪

હું કોલેજમાં જતો પણ કોઇના સામું જોતોજ નહિં; કોઇ સાથે વાત કરતો નહિ; માત્ર પ્રોફેસરોનાં ભાષણો સાંભળતો, મારૂં કામ કરતો ને સીધો ઘેર જતો. એક દિવસે હું ઘેર આવ્યો ત્યારે મ્હારાં ટેબલ પર એક ચીઠ્ઠી પડી હતી અને અક્ષર પણ બૈરાંનાં ! મ્હને અંદરથી ચીઢ તો ઘણીજ ચઢી. મ્હેં વાંચ્યા વગરજ મામીને એકદમ જઇને પૂછ્યું કે “મામી ! આ ચીઠ્ઠી કોણ આપી ગયું ?” મામીએ ધીરે રહી હસતાં

હસતાં કહ્યું કે " ભાઇ, કોઇ બે છોકરીઓ આવી હતી. તેઓ એમ કહેતી હતી કે તેમને તમારૂં કામ હતું. મ્હેં તેમને બેસાડેલી, પણ તમને આવતાં મોડું થયું એટલે ચીઠ્ઠી મૂકી તેઓ થોડી વાર વાટ જોઇ ઘેર ગઇ અને તમને ત્યાં મોકલવા કહી ગઈ છે." હું તો આ સઘળું સાંભળી ટાઢોજ થઇ ગયો. મ્હારૂં સરનામું શી રીતે જાણ્યું? મ્હારૂં શું કામ પડયું? લાવ ચીઠ્ઠી તો જોઉં. શું હતું? મ્હેં ચીઠ્ઠી ઉઘાડીઃ—

**પ્રભાકર,**

અત્યારે હું અને શાન્તા આપને ત્યાં આવ્યાં હતાં. આપની વાટ લગભગ અર્ધો કલાક જોઇ પણ આપ ઘેર પાછા ન ફર્યા તેથી લાચારીએ આ ચીઠ્ઠી લખવી પડી છે. મ્હને ભાઇએ કહેલું કે તમને વાંસળી વગાડતાં બહુજ સરસ આવડે છે અને તમને ખાસ કરી ગાયનનો શોખ છે. આજે મ્હારા ભાઇની વરસગાંઠ છે અને અમારે ત્યાં આજે જરા પાર્ટી જેવું થવાનું છે એટલે અમે ત્હમને નિમંત્રણ આપવા આવેલાં. હું ધારૂં છું કે આપને મ્હારે ત્યાં આવવામાં કશો વાંધો તો નહિં હોય? કદાચ આપણો પરિચય ઓછો હશે પણ તે જતાં આવતાંજ વધે. એજ.

લી० **"સરોજ"**

વળી આ રોઝના જેવી સરોજ કોણ નવી ફૂટી નીકળી? વળી એનો ભાઇ કોણ? એને કાંઇ હું ઓળખતો નથી. હું વળી વાંસળી વગાડી જાણું છું એમ એને કોણે કહ્યું? પણ જવું કોને ત્યાં? સરનામું તો લખ્યું નથી. જઇશ નહિં તો પણ ખોટું. જોઇએ તો ખરા કે એ વળી કોણ છે.

## ૫

કપડાં પહેરી ચીઠ્ઠી લઇ હું વ્રજેન્દ્રને ત્યાં ગયો. ત્યાં વ્રજેન્દ્ર પણ કપડાં પહેરી તૈયાર થયો હતો. હું તો વિચારમાંજ પડી ગયો. મ્હેં પૂછયું "અલ્યા વ્રજેન્દ્ર! કેમ અત્યારે ક્યાં નીકળતો હતો?" એણે કહ્યું "ચાલો પ્રભાકર! હું અત્યારે તમારે ત્યાંજ આવતો હતો. આજે મીસ સરોજ, મધુકર અને શાન્તા ત્રણે મ્હારી પાસે આવ્યાં હતાં અને ત્હને તેમને ત્યાં લઇ જવા મ્હને બહુજ આગ્રહ કરી ગયાં છે અને મ્હેં કહેલું તેથી ત્હારે ત્યાં તે નિમંત્રણ પણ કરવા ગયેલાં અને ચીઠ્ઠી મૂકી આવ્યાં છે. મ્હેં કહ્યું

"એ વળી કોણ છે? મધુકર તો તારો ફ્રેન્ડને." એણે કહ્યું "હા અને સરોજ એની બ્હેન થાય." સરોજનો તો ખુલાસો થયો પણ મ્હારી પાસે વાંસળી તો હતી નહિં; હું ત્યાં જઈ શું કરવાનો હતો ?

૬

મ્હેં વ્રજેન્દ્રને કહ્યું "ભાઇ ! મ્હારી પાસે વાંસળી તો નથી." એણે જવાબ દીધો "કાંઇ ફીકર નહિં. તું ચાલ તો ખરો. મ્હેં ત્હને લઇ જવા કહ્યું તે કાંઇ ત્હારી પાસે ગાવા બજાવવા લઇ જવા નથી કહ્યું. ત્યાં ત્હને આજે ગાયન સાંભળવા લઇ જવાનો છે." મ્હેં જવાબ દીધો "ભાઇ, ત્હારી ઘણીજ મહેરબાની. બાકી હું તો બહુજ ગભરાયો હતો. આ એક શાન્તાનું તો ઝોડ વળગ્યું છે તે તો છૂટતું નથી અને એવાં બીજાં કેટલાં વળગાડ વછોડતાં મ્હારી જીંદગી બરબાદ કરૂં ?"

અમે બન્ને મધુકરને ત્યાં આવ્યા. ત્યાં શાન્તા આગળથીજ આવેલી હતી. તે બારી સામીજ બેઠી હતી. તેણે અમને આવતા જોઇ તરતજ સરોજને ખબર આપી કે નીચે કોઇ આવ્યું છે. સરોજ અમને લેવા નીચે આવી. પાછળથી મધુકર પણ આવ્યો. અમે ચારે જણ ઉપર ગયાં ત્યાં બીજું કોઇ પણ ન હતું. મધુકરના પિતા અમદાવાદ ગયા હતા અને એની બા નીચે મુનીમ પાસે મંગાલેલા સામાનનો હિસાબ લેતાં હતાં. મધુકરે મ્હને તરતજ કહ્યું " ચાલો, પ્રભાકરભાઈ! ત્હમે આવ્યા તે ઘણું સારૂં થયું. અમે તો ધારેલું કે, ત્હમે કદાચ આળસી જશો પણ આ સરોજને તમારી વાંસળી સાંભળવાનું બહુજ મન હતું. એણેજ ખાસ કરી ત્હમને બોલાવવા મ્હને આગ્રહ કરેલો મ્હેં કહ્યું "હા, મ્હને ચીઠ્ઠી મળી પણ નામનો કંઇ પરિચય નહિં એટલે હું વિચારમાં પડેલો પણ વ્રજેન્દ્રે સૌ ખુલાસો કર્યો. પણ વ્રજેન્દ્ર તો મ્હને જૂદું કહેતો હતો અને ત્હમે તો જુદીજ વાત કરો છો. હું તો અહીં સાંભળવા આવ્યો છું, ગાવા નથી આવ્યો. મ્હને કાંઇ એવું સારૂં ગાતાં આવડતું નથી. વળી વાંસળી પણ હું મુંબઇથી લાવ્યો નથી."

મધુકર—" લો, સરોજ બહેન ! આ તમારા વ્રજેન્દ્રભાઇ તો એમને મ્હોટી આશા બંધાવીને લઇ આવ્યા છે." સરોજ પર અત્યારે મ્હારી

આંખ સહજ ઠરી. અહા ! આવું રૂપ મ્હેં કદી પણ કોઇનું જોયુંજ ન હતું. આટલી કોમળતા, આટલી મૃદુતા, આવી કાન્તિ, આવી નિર્દોષતા, આવી વર્ણ, આવી આંખો ! હું થોડીવાર તો સ્તબ્ધજ બની ગયો. ચીઠ્ઠી વાંચી સરોજ નામ સાથે સરખાવેલું રોઝ સાંભર્યું અને પસ્તાવો થયો; પણ તરતજ રોઝને બદલે Rose નો વિચાર કરી મન વાળ્યું.

જાણે કોયલનો શબ્દ હોય તેવી રીતે સરોજે કહ્યું "ભાઈ, એમાં શું ફીકર છે, શાન્તા બ્હેન છે કેની." મધુકર—વાહ ! તું ખરી; એ પ્રભાકરભાઇની વાંસળી સાંભળવા આવ્યાં છે ત્યારે તું એની પાસે ગવડાવવાની વાત કહે છે.

સરોજ—કાંઇ નહિં, ભાઇ ! એ તો બધું થઇ રહેશે. હું સતાર લઇ આવું. ત્હારી વાંસળી ક્યાં છે ? કહે, તે પણ લેતી આવું.

મધુકર—ત્રીજે માળે ટેબલના ખાનામાં. સરોજ ઉપર ગઈ; મ્હારૂં હૃદય પણ એની સાથે ઉપર ગયું. મ્હેં શું સાંભળ્યું હતું ? શાન્તાને શા માટે એવું સારૂં ગાતાં આવડતું હતું ? સરોજ સપાટામાં સતાર અને વાંસળી લઇ નીચે ઉતરી. એટલી વારમાં મધુકરનાં બા ઉપર આવ્યાં. તેમણે કહ્યું, "કેમ મધુકર ! પ્રભાકરભાઇ આવ્યા છે કે ? શાન્તાબ્હેન પણ આવ્યાં કેની ?" મધુકરે કહ્યું "હા, બા, બન્ને જણાં આવ્યાં છે, પણ બન્ને માની છે. કોણ પહેલું ગાય કે વગાડે તે સવાલ છે.

વિમળાબા—એમાં શું ? સરોજને કહે તે શરૂઆત કરશે; પછી પ્રભાકરભાઈ વાંસળી વગાડશે અને ત્યાર પછી કાંઇ શાન્તાબ્હેનને ગાયા વગર ચાલવાનું હતું ? આ તો ઘર છે. એને માટે તો આટલી બધી મહેનત કરી તાવ આવ્યો હતો તો પણ બિચારી સરોજ પ્રભાકરભાઇને ત્યાં જઈ કહી આવી; એ તો પ્રભાકરભાઇને અને શાન્તાને પણ ખબર નથી બાકી આપણાં ત્રણે કુટુંબને તો બહુજ સારો સંબંધ છે. હરિપ્રસાદ જ્યારે ડુમ્મસમાં રહેતા હતા ત્યારે આ પ્રભાકર પાંચ વર્ષનો હતો અને ચંપુબેન જ્યારે ડુમ્મસ આવેલાં ત્યારે શાન્તા બે મહિનાની હતી."

માતાની આજ્ઞા પ્રમાણે બેસી સરોજે તાર મેળવ્યા. થોડી વારમાં સતારના તાર ઝણઝણ્યા અને મ્હારાં હૃદયના તાર પણ ઝણઝણી રહ્યા.

એક ગત વગાડી, બીજી વગાડી સરોજે સતાર બાજુએ મૂક્યું. હું એના સામુંજ જોયા કરતો હતો તેથી શરમાઇને કહ્યું “પ્રભાકરભાઇ! હવે તમારો વારો. લ્યો આ વાંસળી.”

વાંસળી લીધી. મ્હેં વગાડવાની શરૂઆત કરી પણ મ્હારી આંખ પોતાનું કામ કરતી હતી. હવે સામું શા માટે લોક જોતા હશે તે મ્હને સમજાવા માંડયું. મ્હને શાન્તાનો વાંક ન લાગ્યો. એ બિચારીને પણ મ્હારા જેવુંજ થતું હશે. મ્હેં એક ગાયન વગાડી વાંસળી બંધ કરી કે તરતજ સરોજે કહ્યું “ના, એમ નહિં ચાલે. પ્રભાકરભાઈ! બીજું ગાયન વગાડો. શાન્તાબ્હેન કાંઇ એટલાથી ધરાઇ જાય તેમ નથી.” શું કરૂં? તો પણ મ્હેં ધીરેથી કહ્યું “હું એમને ત્યાં અગાઉ પણ વાંસળી વગાડી આવ્યો હતો; એમને ગાતાં આવડે છે તે એમણે મ્હને જણાવ્યું પણ ન હતું. એમને ગાવા દો પછી હું વગાડીશ.” સરોજ—“ના, પણ હજુ અમારે વાંસળી સાંભળવી છે તો; પછી શાન્તાબ્હેન ગાશે. એક તો વગાડોજ.” એની આજ્ઞા શી રીતે ઉલ્લંઘન કરવાનો હતો? વળી મ્હેં વાંસળી વગાડવા માંડી; ગાયન પૂરૂં થયું. શાન્તાનો વારો આવ્યો. સરોજે કહ્યું “શાન્તાબ્હેન, હવે આજ તમારી લુચ્ચાઇ પકડાઇ ગઇ છે તે નહિં ચાલે. પ્રભાકરભાઈ કાંઇ ગવૈયાનો ધંધો કરતા નથી. તમે જેવું લ્યો તેવું સામું આપવું પણ પડે. જ્યારે પહેલું મ્હેં સતાર વગાડયું ત્યારે એમણે વાંસળી વગાડી; હવે તમે ગાઓ.” ગરીબ બિચારી શાન્તાએ દુઃખીયારૂં મ્હોં કરી સરોજ સામું જોયું અને મારૂં જીગર ચીરાઇ ગયું. એણે પૂછયું “શું ગાઉં”? એ પૂછવામાં કેટલું બધું દુઃખ હતું? મ્હને તરતજ ખ્યાલ આવ્યો કે હું ક્યારનો સરોજ સામેજ જોયાં કરતો હતો તેજ એનાં દુઃખનું કારણ હશે; પણ શું કરૂં? મ્હારૂં મન મ્હારા હાથમાં ન હતું. સરોજે કહ્યું “શાન્તાબ્હેન! જે ફાવે તે ગાઓ.” જેમ તેમ કરી શાન્તાએ શરૂઆત કરી.

“કા’નુડા તારી કામણ કરનારી, વ્રજમાં વાંસલડી વાગી.”

ગાયન એટલું દર્દભરી રીતે ગવાયું હતું કે ગાયન પૂરૂં થતાં તો શાન્તાનો કંઠ રૂંધાઈ ગયો, ચોપડી પડી ગઈ, એને તાણ આવ્યું અને

આનંદને બદલે શોક છવાઈ ગયો. જેમ તેમ કરી એમોનિયા આપી ગુલાબ-જળ છાંટી શાન્તાને શુદ્ધિમાં આણી, હું અને વ્રજેન્દ્ર એને ઘેર મૂકી આવ્યા. ત્યાંથી આવી થોડીવાર મધુકરને ત્યાં બેસી બનેલા બનાવ ઉપર વાતો નીકળતાં સરોજે કાંઇક સૂચક વાત કરી તે સાંભળી, તે ઉપર વિચાર કરતો સરોજની અને મધુકરની કંપતે સ્વરે રજા લઈ હું ઘેર આવ્યો.

૭

ઘેર આવ્યા પછી મ્હને ઘણોજ સખત તાવ આવ્યો હતો. શાન્તા પણ પથારીવશજ હતી. સરોજ અને મધુકર મ્હારે ત્યાં આવતાં, મ્હારી ખબર લઈ જતાં. તેઓ શાન્તાને ત્યાં પણ જતાં, તેની ખબર મ્હને આપતાં. વ્રજેન્દ્ર મ્હારા તાવનું કારણ સમજતો હતો. દિવસે દિવસે મ્હારા મંદવાડે ભયંકર સ્વરૂપ પકડયું. ખરે, શાન્તા પણ મરણપથારીએ પડી હતી. અમારા બેની વચ્ચે બાપડી સરોજ પણ અત્યંત દુઃખી થઈ ગઈ હતી. એનું મુખ કરમાતું લાગતું હતું, લાલી મ્હોં ઉપરથી ઉડી ગઈ હતી તથા એનું શરીર દિવસે દિવસે ગળાતું જતું હતું.

એક દિવસ વ્રજેન્દ્રકાન્ત અને સરોજ મ્હારે ત્યાં આવેલાં અને વ્રજેન્દ્રકાન્તે મ્હને કહ્યું “ભાઈ, આ સરોજબ્હેન આજ ત્હારી સાથે એક લાંબી વાત કરવા માંગે છે. ત્હારી સ્થિતિ સારી હોય તો એઓ શું કહે છે તે ધ્યાનપૂર્વક સાંભળી લેજે. જવાબ ન દેવો હોય તો પછીથી મ્હારી સાથે એમને કહેવડાવજે.” એમ કહી એ બહાર ગયો. સરોજ ખુરસી પરથી ઉઠી મ્હારા ખાટલા ઉપર આવી બેઠી. ધીરે રહી એણે મ્હારૂં માથું પોતાના ખોળામાં લીધું. મ્હેં દુઃખભર્યે મ્હોંએ એના સામું જોયું. એની આંખમાંથી એક આંસુ ખરી પડયું અને મ્હારાં કપાળ ઉપર પડયું. મ્હારાથી કાંઈ પણ બોલી શકાય એમ ન હતું. ધીરે રહી એણે શરૂઆત કરી. “પ્રભાકરભાઈ, તમારી આ માંદગીનું કારણ હું જાણું છું પણ તમારા જેવીજ અવસ્થા બિચારી શાન્તાની છે. મ્હારાં જીવનની આંટી પણ હું ઉકેલવા માંગતી નથી. એમાંથી કોઈ પણ રસ્તો નીકળવો જોઇએ. આપણાં મનના ખુલાસા પરસ્પર થવા જોઇએ. મ્હને તો એક રસ્તો સૂઝે છે. શાન્તાને ખાતર તમારે તમારી આશાઓનો ભોગ આપવો

જોઇએ." આટલું બોલતાં એનો કંઠ રૂંધાઈ ગયો; એની આંખમાંથી નીકળતાં અશ્રુઓથી મ્હારૂં ઓશીકું ભીંજાવા મંડયું; મ્હારી શુદ્ધિ મ્હને તજી જતી હોય એમ મ્હને લાગ્યું. મ્હેં જેમ તેમ કરી હાથ ઊંચો કરી એનો મ્હારા કપાળ ઉપર મૂકેલો હાથ મ્હારા હાથમાં લીધો. મ્હેં તે દાબ્યો. અમારાં મન અમે સમજતાં હોઇએ એમ અમને લાગ્યું. એણે હાથ ખેંચી ન લીધો. બીજે હાથે એણે પોતાની આંખ લુછી વાંકા વળી ધીમેથી મારાં કપાળ ઉપર અમીનું સીંચન કર્યું. મ્હને વીજળી મૂકી હોય તેમ મ્હારા શરીરની રગેરગમાં લોહી ગરમ થઈ ઝપાટાબંધ વહેતું લાગ્યું. એનો હાથ હું મ્હારા હોઠ પાસે લઈ ગયો. એને રોમાંચ થયો. એનો હાથ કંપતો હતો. ધ્રૂજતે સ્વરે એણે પાછું બોલવાનું શરૂ કર્યું. "પ્રભાકર! પ્રભાકર! આજ આપણો સંબંધ છે. આમાં ગરીબ ગાય જેવી શાન્તા રેંસાઈ ન જવી જોઇએ. એનેજ ખાતર હું ત્હમારે ત્યાં આવી હતી. પરિણામ શું આવશે તેનો તે વખતે મ્હને જરા પણ ખ્યાલ નો'તો આવ્યો. મ્હને વચન આપો. હા, અત્યારેજ આપો: ત્હમે શાન્તા તરફ હવે બેદરકાર નહિં રહો. શાન્તામાં ત્હમે મ્હનેજ દેખશો." મ્હેં શું કર્યું? મ્હને ખ્યાલ ન હતો. મ્હેં વચન આપ્યું; પણ આ આત્મભોગ! શું એક સાગર ને બે સરિતાઓ નથી મળતી? મ્હેં ધીરે રહી કહ્યું "સરોજ, તું ગંગા થજે, શાન્તા યમુના થશે. ત્હમે બન્ને જુદાં છોજ નહિં". સરોજની આંખમાં નવુંજ તેજ આવ્યું. એને કાંઈ નવીજ યુક્તિ સૂઝી. એ તરતજ મ્હારી પથારી પરથી ઊઠી. એણે કહ્યુ "હું ફરી આવીશ. વ્રજેન્દ્રભાઈ! ચાલો, મ્હેં પ્રભાકરને જે કહેવાનું હતું તે કહી દીધું છે. એમનો જવાબ પણ મળી ગયો છે. ચાલો, શાન્તાને ત્યાં"

૮

શાન્તાની ખબર લઈ રોજ સરોજ વ્રજેન્દ્રને લઇ મ્હારે ત્યાં આવતી. મ્હારી લાડકી વાંસળી પણ મ્હારી સાથેજ હતી; પણ હવે તો શાન્તા મ્હને કદી વાંસળી વગાડવાનું કહેતીજ નહિં; ઉલટું જ્યારે હું વાંસળી વગાડવા જતો ત્યારે એ મ્હારા હાથમાંથી લઈ લેતી અને કહેતી કે "હવે એનો હક નથી. કેમ સરોજ બહેન, આપણને વાંસળીની અદેખાઇ

ન આવે !" સરોજ આના જવાબમાં મીઠું સ્મિત કરતી અને મ્હારા અધર વાંસળીની જગ્યાએ વારા ફરતી બીજા અધરો સાથે ચંપાતા અને તેનું સુમધુર-જીવનદાયી ચૈતન્યમય સંગીત હૃદયત્રિપુટીને પોતામાં લીન કરી દેતું.

૯

થોડે દિવસે વ્રજેન્દ્ર તથા મધુકર ઘેર ગયા. હમારાં માતાપિતાને એ લોકોએ કેમ સમજાવ્યું, એ લોકોએ કેમ માન્યું; ગમે તે થયું પણ વિધિપુરઃસર થોડા દિવસે અમારાં હૃદયલગ્ન પછી દેહલગ્ન થયાં. અમે સંસારીની રીતે પરણ્યાં. અમે અમારા અભ્યાસ ચાલુ કર્યા. શાન્તા ડૉકટર થઇ, હું પણ એમ, બી, બી. એસ. થઇ ગયો અને ત્યાર પછી બીજે વર્ષે સરોજ B. A.ની પરીક્ષામાં ફત્તેહમંદ થઇ.

૧૦

પ્રિય વાંચક ! અમે બન્નેએ પ્રેક્ટિસ શરૂ કરી હતી. મ્હેં પહેલાં તો રસોઇઓ રાખવા વિચાર કર્યો હતો. હું રાખી શકું એમ પણ હતું પણ સરોજે મ્હને તેમ કરવા ના કહી. એજ ઘરમાં રાંધતી, એની બનાવેલી સુંદર રસોઇમાં મ્હને કાંઇક જુદોજ સ્વાદ લાગતો. હવે પહેલાંની મ્હારી માન્યતામાં કાંઇક ફરક પડયો હતો. માણસો બેપગાના ચોપગા થવા કરતાં મ્હારી માફક છપગા થવાનું શીખે તો વધારે સુખી થાય એમ હું માનતો થયો હતો અને ઇશ્વરે રૂપ આપ્યું તે પાપનું ફળ નહિં પણ મહાન પુણ્યનું ફળ હું માનતો હતો કારણ કે એનાથી તો મ્હને શાન્તા અને સરોજ જેવી બે સુશીલ પત્નીઓ મળી હતી. તો પણ હજુ વાંસળી માટે તો મ્હારી માન્યતા કાયમજ રહી હતી કારણ કે જ્યારે હું તે વગાડું ત્યારે શાન્તાની પાંસળી વીંધાતી અને સરોજ પણ મ્હારી પાસેથી વાંસળી ખુંચવી લેતી અને કહેતી કે કોઇ નવી સત્યભામા આવશે તો અમારૂં સુખ લુંટાઇ જશે અને કૃષ્ણની માફક તમારો પણ મનાવતાં મનાવતાં દમ નીકળી જશે અને નાદ ઉતરી જશે. હું પણ હસતાં હસતાં જવાબ દેતો કે ખરી વાત છે. વાંસળી નહિં વગાડું; હું તો બસ રાધા ને રૂક્ષ્મણીથીજ ધરાઇ ગયો છું. પ્રિય વાંચક! મ્હારા આ વિનોદમાં કોઇકવાર હું કહી જતો કે "બે બાયડીનો સ્વામી થતો આમ હેરાન ! શું ત્હને એ વાત ખરી નથી લાગતી? દઇ દે જવાબ.

# વશીકરણ

૧

હું હતી તો દેખીતી ઠીક અને તેથીજ મ્હારો વિવાહ એમની સાથે થયો હતો. મ્હારો વિવાહ થયો ત્યારે અમારી ઉમ્મર ઘણીજ ન્હાની હતી. જો કે એમના પિતાએ ખાસ પસંદગી કરીને એમનો વિવાહ મ્હારી સાથે કર્યો હતો તો પણ પરણતી વખતે એમની ઉમ્મર છેક ન્હાની હતી તેથી એમને પૂછેલું કે મ્હારી સાથે પરણવામાં કાંઈ વાંધો તો નથી ને? ત્યારે મ્હને વાત કરેલી તે પ્રમાણે એમના પિતાને મ્હોંએ એમણે મ્હને પરણવા સાફ ના કહેલી. ના કેમ કહી હશે તે તો પહેલાં મ્હને સમજણ પડી નહિં અને ના કહેલી તો પરણ્યા શું કામ? હું પરણીને સાસરે આવી. મ્હારી સાથે એ કાંઈ ખરાબ રીતે વર્તતા નહિં તો પણ એમનાં મ્હારી તરફનાં વર્તનમાં અતડાપણું લાગતું. એ ન છૂટકે મ્હારી સાથે બોલે છે, ચાલે છે, હસે છે, મ્હને ખુશ રાખવા એમને પ્રયત્ન કરવો પડે છે, એમ મ્હને લાગ્યાં કરતું. મ્હારાથી એમને સંતોષ હોય એમ મ્હને જરા પણ ન લાગ્યું. હું જાણે કે એમના પર બોજા રૂપ હતી. એમનું મન મ્હારી સાથે મળતુંજ નહિં; મ્હારાથી એમને અસંતોષજ રહેતો.

૨

આ સ્થિતિ મ્હને અસહ્ય લાગતી. મ્હારામાં શું ખોડ હતી? શું ઓછું હતું? મ્હને આવા વિચાર ઘણીવાર આવતા. એણે મ્હને પરણવા શા માટે ના કહેલી? હું કાંઈ કદરૂપી ન હતી. મ્હારામાં કાંઇ પણ શારીરિક ખોડ ન હતી. હું સાધારણ લખી વાંચી પણ જાણતી. મ્હને રાંધતાં કરતાં પણ આવડતું. મ્હારાં ઘરકામમાં કોઈ પણ વાંધો કાઢતું નહિં. મ્હને સાધારણ ગાતાં પણ આવડતું હતું. મ્હારો સ્વભાવ અતડો પણ ન હતો. મ્હારાથી ઘરનાં સઘળાં માણસો રાજી રહેતાં પણ મ્હારૂંજ માણસ મ્હારાથી નારાજ! મ્હારાથી એ ખમી શકાતું ન હતું. હું શું કરૂં કે એ મ્હારાથી

રાજી થાય? હું એમને પૂછું પણ શી રીતે? અને જાણ્યા વગર કરવું પણ શું? હવે તો "મન જોડવાં વિધિ હાથમાં" એટલુંજ રહ્યુ હતું.

મ્હને કોઇ વાર ઓછું આવતું; હું કેટલીકવાર આંસુ ગાળતી; અમારો સંસાર સુધરે માટે દયાળુ પરમાત્માને પ્રાર્થના કરતી.

૩

મ્હને બરાબર સાંભરે છે કે પરણ્યા પછી બરાબર દોઢ વર્ષે ૧૯૧૧ ના નવેમ્બરની પહેલી તારીખે મ્હારે ત્યાં એમના મિત્ર નારણજીનો કાગળ આવેલો કે તે અમદાવાદ સ્કૂલ ફાઇનલની પરીક્ષા આપવા આવવાના હતા અને મ્હારે ત્યાં ઉતરવાના હતા. તે કાગળ આવ્યા પછી થોડે દિવસે નારણજીભાઈ અમદાવાદ આવ્યા તે પહેલાં હું તેમને ઓળખતી ન હતી. મ્હારાં ઘરમાં બૈરાંમાં ફક્ત હુંજ હતી. મ્હારાં સાસુજી આજ નવ વર્ષ થયાં ગુજરી ગયાં હતાં ને મ્હારા સસરાજીએ ફરી લગ્ન કર્યું ન હતું અને તેથી ઘરનો સઘળો ભાર મ્હારે માથે પડયો હતો. આમ હોવા છતાં હું મ્હારા સસરાજીની લાજ કાઢતી અને મ્હને નારણજીભાઇની પણ લાજ કાઢવી પડતી. જો લાજ ન કાઢું તો તરતજ લોકોમાં વાત થવા માંડે અને મ્હારાં ઘરને માટે તે ઠીક ન કહેવાય. નારણજીભાઈ સુરતના હતા અને એમનો સ્વભાવ જરા વિનોદી હતો. તેમણે પહેલે દિવસે જ્યારે જમવા બેઠા ત્યારે એમને મ્હોંએ લાજ કાઢવાના રિવાજ ઉપર ટીકા કરી કે એ રિવાજ કેવો જંગલી છે અને એમણે પણ તે બાબતમાં ટાપસી પૂરી:—"હા. એ વાત ખરી છે; પણ અભણ અને જંગલી બૈરાંઓ સાથે એ બાબતમાં માથાકૂટ કરવા જેવું કાંઇ છેજ નહિં કારણ કે તે લોકોનાં ધ્યાનમાં વાત ઉતરે નહિં અને નાહક મન ઊંચાં થાય." મ્હને ઘણું ખોટું લાગેલું. ત્યારે હું લાજ કાઢું છું તે એમને ગમતું ન હતું. મ્હને તે કહેવાનું પણ ઠીક ન લાગ્યું. હું શું તરતજ લાજ કાઢવી બંધ કરી મ્હોઢું ખુલ્લું કરી નાંખુ? ના. ધીરે ધીરે બીજે ત્રીજે દિવસે મ્હેં એ અને નારણજીભાઈ એકલા હોય ત્યારે લાજ કાઢવી બંધ કરી. મ્હેં લાજ કાઢવી બંધ કરી તે જોઈ એમને કાંઇ નવાઇ લાગી હોય એમ મ્હને લાગ્યું. એ કાંઇ બોલ્યા નહિં અને હું પણ જાણે કે કાંઇ જાણતી નથી એમજ મ્હેં રાખ્યું. એક

દિવસે નારણજીભાઈ પરીક્ષા પૂરી થયા પછી એમને લઇ સરખેજનો રોજો જોવા ગયેલા અને તે દિવસે આખો દિવસ હું ઘરમાં એકલીજ હતી. તે દિવસે મ્હને આગલા દિવસની વાતનો વિચાર કરવાનો પૂરતો વખત મળ્યો. મ્હારી સ્થિતિ પર વિચાર કરતાં હું મુઝાઇ ગઇ અને મ્હારી આંખમાંથી આંસુ નીકળી પડયાં અને માલમ ન પડયું કે વખત કેટલો વહી ગયો હશે. છેક સાંજ પડી ગઈ હતી. મ્હેં ઊઠી દીવા કર્યા. રાંધવાની સઘળી તૈયારી કરી, પણ હું આંખ લૂછું, લૂછું ને આંસુ નીકળી પડે. કોણ જાણે કેમ પણ હું આંસુ ખાળી શકતી ન હતી. એટલામાં નારણજીભાઇ અને એ આવી પ્હોંચ્યા. એમને રાત્રે નાટક જોવા જવું હતું તેથી રસોઈ જલ્દી કરવાનું કહેવા એ અંદર આવ્યા. એમણે મ્હને આંખ લૂછતી જોઇ. એ મ્હને કહી બ્હાર ગયા.

૪

એ ઓરડામાં પાછા અંદર આવ્યા. એમણે મ્હને પૂછ્યું ' શું છે? કેમ રડે છે" ? મ્હેં કહ્યું કાંઇ નથી. હું રડતી નથી "પણ મ્હારા શબ્દથી મ્હારી આંખ ઢંકાઇ નહિં. તે તો પોતાનું કામ કર્યાંજ કરતી હતી. મ્હારા શબ્દમાં શાન્તિ હતી પણ એ શાન્તિમાં કાંઈક એવું રહ્યું હતું કે જેથી સામાનું જીગર ચીરાઈ જાય. મ્હને તે પછી માલમ પડયું અને એમણે તરતજ મ્હને કહ્યું "તું ઉપર જા." હું પણ એમની આજ્ઞા માથે ચઢાવી તરતજ ઉપર ગઇ. એ પાછળ આવ્યા. એમનામાં ઉપર આવ્યા ત્યારે કાંઈ અજબ ફેરફાર થઈ ગયો હતો. એમની મ્હારા તરફની બેદરકારી ઉડી ગઇ હતી. એમનું વદન દીન થઇ ગયું હતું અને શબ્દમાં એક જાતની ધ્રુજારી હતી. એમણે પૂછયું "શું થયું ? કોઈ કંઇ બોલ્યું ? કાંઈ વાંક થયો છે ?" હું જવાબ દઇ શકી નહિં. "બોલ તો ખરી. આમ શું સમજ પડે ?" એમનો શબ્દેશબ્દ મ્હારૂં કાળજું વીંધતો હતો પણ મ્હારાથી હજુ કાંઈજ ન બોલાયું. ' કાંઇ ઓછું આવ્યું ?" હવે હું વધારે વખત મ્હારૂં રોવું ખાળી શકી નહિં. એ મ્હારી પાસે આવ્યા. ધીમે રહી મ્હારી આંખ લૂછી. વાંચક! આ વખતે જાણે કે હું સ્વર્ગમાં હોઉં એમ મ્હને લાગ્યું. મ્હારી જીંદગીની સઘળી ઉમેદો બર આવી હોય એવો મ્હને રડવાથી આનંદ થયો. અત્યારે મ્હને એમ લાગ્યું કે મ્હારૂં તન મન સહુ હું એમના પર કુરબાન કરી નાખું.

૫

હું એમનાથી છૂટી થઇ. ધીમે રહી નીચે જઇ ઝપાટાબંધ રસોઇ કરી નાંખી. એ અને નારણજીભાઈ જમવા બેઠા. જમતાં જમતાં નારણજીભાઇએ એમને કહ્યું. 'વસંતભાઇ, ત્હમારા આવ્યા પછી માલતીભાભીમાં એકદમ ફરક પડી ગયો હોય એમ લાગે છે. ખરેખર માલતીનો બહાર તો વસંતથીજ જણાય છે." હું એકદમ શરમાઇ ગઇ. મ્હેં તરતજ આડું જોયું. એને પણ હસવું આવ્યું. એણે જવાબ દીધો "અલ્યા! તું હજુ આવો બટકબોલોજ રહ્યો.' નારણજીભાઇએ કહ્યું, "ના પણ મ્હારી વાત તદ્દન ખરી છે. જો રસોઇ પણ કેટલી વારમાં તૈયાર કરી નાંખી અને ધાડધુસ કરી બગાડી નાંખી હોય એમ પણ નથી. મસાલો પણ બધો કેટલો પ્રમાણુસર છે અને જમવાનું કેવું સ્વાદિષ્ટ છે! જયાને જો જલ્દી રાંધવાનું કહ્યું હોય તો કાંઇ બાળી નાંખે કે પોતે દાઝી બેસે". એણે જવાબ દીધો "બધો ટેવ ઉપર આધાર છે. બિચારી જયાભાભીને વર્ષમાં રાંધવાનું આવે કેટલી થોડીવાર." બન્ને જણા જમી ઉઠયા; કપડાં પહેરવા ગયા. હું પણ ઉપર ગઇ. એ લોકો કપડાં પહેરતા હતા તે દરમ્યાન એક દાબડીમાં થોડાં પાન કરીને મૂકયાં ને દાબડી નીચે આવી મ્હેં એમના હાથમાં આપી અને એ લોકો નાટક જોવા ગયા.

૬

આજે કોણ જાણે કેમ પણ મ્હારૂં મન બહુજ આનંદમાં હતું. પરણ્યા પછી આવી લાગણીનો મ્હને પહેલીજ વાર આ અનુભવ હતો. સસરાજીને જમાડી લઇ હું ઝટપટ ઉપર ગઇ. મ્હને કાંઇ વાંચવાનું મન થયું; મ્હેં બુકકેસપરથી એક ચોપડી ઉપાડી આમ તેમ પાનાં ઉથલાવવા માડયાં પણ મ્હારૂં મન તેમાં ચોંટયું નહિં. બીજી લીધી તે પણ પાછી તેમની તેમ મૂકી દીધી. અત્યારે મ્હારાં મગજમાં કાંઇંક જુદોજ તનમનાટ થઈ રહ્યો હતો. મ્હેં ગુંથવાનું લીધું પણ તેમાં મ્હારૂં મન લાગ્યું નહિં. મ્હેં તે બાજુપર મૂકી દીધું. એ કયારે આવશે? એ હંમેશાં મ્હારી સાથે આજના જેવાજ રહેશે ? નહિં રહે તો હું શું કરીશ? આવા આવા અનેક વિચારોથી મ્હારૂં મગજ ઉભરાઈ ગયું હતું. હું એ લોક આવે ત્યારે બારણાં

ઉઘાડવાના હતાં તેથી દાદર પાસેજ જાગતી બેઠી હતી. બેઠાં બેઠાં હું થાકી ગઇ. મ્હને લાગ્યું કે કાંઇ જુગના જુગ વીતી ગયા પણ હજુ એ આવ્યા નહિં. મ્હેં ઉઠીને ઘડીયાળમાં જોયું. હજુ તો ફક્ત અગીઆરજ વાગ્યા હતા. દીવો ઝીણો કરી હું જરા દાદર પાસેજ આડી થઇ ત્યાંજ ઉંઘી ગઇ. "માલતીભાભી! માલતીભાભી! અહીં કેમ સૂઇ ગયાં છો?" નારણજીભાઈની બૂમથી હું વ્હેલી ઊઠી. આંખ ચોળી બેઠી થઇ ગઇ. મ્હેં પૂછ્યું "બારણું કોણે ઉઘાડ્યું? એમણે કહ્યું "કાકાજીએ." હું ઉંઘી ગઇ તેથી મ્હને મનમાં બહુ લાગ્યું પણ હું કાંઇ બોલી નહિં. નારણજીભાઇ એમના ઓરડામા સૂવા ગયા; હું પણ અંદર ગઇ. પાછળ એ આવ્યા. મ્હેં પૂછ્યું "શેનું નાટક જોઇ આવ્યા "? એમણે કહ્યું "મુદ્રાપ્રતાપ". મ્હેં વળી પૂછ્યું "એ તો કાળીદાસના શાકુંતલ ઉપરથીજ કેની "? એમને મ્હેં એવું પૂછ્યું તેથી નવાઇ લાગી, પણ એ કશું બોલ્યા નહિં. એમણે કહ્યું "હા." "ત્યારે મુદ્રાપ્રતાપ નામ કેમ રાખ્યું "? મ્હેં સવાલ કર્યો. એમણે જવાબ દીધો કે "તને તે સમજ નહિં પડે". મ્હેં કહ્યું ના, ના, તો પણ એમણે જરા ચીડાઇને જવાબ દીધો કે વીંટીને લીધે દુષ્યંતને શકુંતલા પાછાં મળી શકે છે માટે. મ્હને મ્હારી ભૂલ સમજાઇ. ફરી મ્હેં સવાલ ન કર્યો. એ પથારીમાં સૂતા. મ્હને લાગ્યું કે એ આજ બહુ ફર્યા હશે તેથી એમના પગ દુઃખતા હશે. હું પગ દાબવા બેઠી. મ્હને બોલવાનું મન તો બહુ થયું પરંતુ એમને પસંદ નહિં પડે એમ ધારી હું મુંગી બેસી રહી; તો પણ મ્હારાથી એટલું તો બોલીજ જવાયું કે મ્હારી પાસેની વીંટી પણ ખોવાઇ ગઇ છે. એમને હસવું આવ્યું. એમણે જવાબ દીધો "પણ હું કાંઇ ભૂલી ગયો નથી." હું કાંઇ બોલી નહિં. થોડી વારમાં ઊંઘી ગયા. હું પણ એમના પગ આગળ સૂઇ ગઇ અને ઊંઘી ગઇ.

૭

બીજે દિવસે નારણજીભાઈ સુરત ગયા. ત્યાર પછી થોડે દિવસે બી. એ.ની પરીક્ષાનું પરિણામ આવ્યું. એ સેકન્ડ ક્લાસમાં પાસ થયા હતા. ઘરમાં સૌને આનંદ થયો. તે દિવસે રાત્રે મ્હેં એમને પૂછ્યું કે હવે આગળ એમની શું કરવાની ઇચ્છા હતી. જવાબમાં એમણે મ્હને

સામો સવાલ પૂછયો "ત્હારે આગળ શું કરવાની ઇચ્છા છે? બધી વાતને ત્હારે શું કરવાને પંચાત જોઇએ" ? ધીમે રહી ધ્રૂજતે અવાજે મ્હેં જવાબ દીધો "મ્હારે આગળ આપની સેવા કરવાની ઇચ્છા છે. આવો સવાલ કોઇ દિવસ નહિ પૂછું."

ત્યાર પછી થોડે દિવસે એ લૉનો અભ્યાસ કરવા મુંબાઇ ગયા જવાના હતા તે દિવસે એમણે મ્હને પૂછયું "કેમ કાગળ તો લખશે કે નહિં"? મ્હેં કહ્યું "કાંઇક ખાસ હશે તો જરૂર લખીશ." તરતજ એમના મ્હોંએથી નીકળી ગયું કે " "अरसिकेषु रसाभिनिवेदनं"

મ્હને બહુજ લાગ્યું. એક તો એ જવાના હતા. અમારે લગ્ન પછી આ પહેલીજ વાર છૂટા પડવાનું હતું અને તેમાં પણ જતી વખતે એમના મનમાં મ્હારે માટે આવું આવ્યું. હશે, વિધિના લેખ.

એઓ મુંબાઈ ગયા ત્યાર પછી એમનો એક કાગળ મુરબ્બી સસરાજી ઉપર આવ્યો. તેમાં એમણે લખ્યું હતું કે એઓ ફોઇબાને ત્યાં સી. પી. ટેન્ક ઉપર કૉરોનેશન બીલ્ડીંગમાં બીજે માળે રહેતા હતા મ્હને શરનામું મળ્યું. જે બોલાયું ન હતું, ઘણા દિવસનો ઉભરો ભરાઇ રહ્યો હતો તે કાગળમાં ખાલી કરી એમને કાગળ લખવાનું મન થયું મ્હેં ખડીયો કાગળ લીધાં. શું લખું ? કાગળ લખવાનું શરૂ કર્યું.

વ્હાલા પ્રાણેશ,

ત્હમને કદાચ નવાઈ લાગશે પણ મ્હારાથી કાગળ લખ્યા વગર રહેવાતું નથી તેથીજ લખું છું. જે વાંક થાય તે ક્ષમા કરશો. ત્હમને દુઃખ કરવા મ્હને જરા પણ ઇચ્છા નથી. વ્હાલા ! ત્હમે ગયા પછી મ્હને સઘળું શૂન્યજ ભાસે છે. આપના " अरसिकेषु " વિગેરે શબ્દો વારંવાર સાંભરે છે અને તેથી હું ત્હમને આવી કેમ મળી એવું અત્યંત મનમાં થયાં કરે છે. પ્રયત્નશીલ થવા છતાં હું ત્હમને સુખી કરવા ભાગ્યશાળી થઈ શકતી નથી તેથી મ્હારૂં અંતર કપાઇ જાય છે. પ્રાણ ! તે દિવસના એકજ દિવસના સુખને સંભારી હું મ્હારા દિવસો ગાળું છું. નારણજીભાઇ પરીક્ષા આપવા આવ્યા હતા. મ્હને કોઇક કારણસર ખોટું લાગેલું તેથી હું રડતી હતી. ત્હમે મ્હને ઉપર લઇ ગયા. સાંભરે છે ? તે દિવસે આપણાં હૈય

કેવાં પ્રણયભીનાં હતાં ! મ્હેં ધારેલું કે તે દિવસથી આપણો સંસાર બદલાઈ જશે. ત્હમને મ્હારે માટે અસંતોષ નહિં રહે એવું હું કરી શકીશ. પણ ના, તેમ ન થયું. ત્હમારા વિદ્યા તરફના શોખને લીધે મ્હેં અભ્યાસ કરવો શરૂ કર્યો. ત્હમારા બુકકેસ પરની બધી ચોપડીઓ સારી રીતે વાંચી ગઇ. તેના પર વિચાર કર્યો ને ન સમજતી તે મ્હોટાભાઇ પાસે સમજતી. ત્હેમાંનાં પાત્રો માલતી, માધવ, મકરંદ, મદયન્તિકા, રામ, સીતા, દુષ્યંત, પુરૂરવા, ઉર્વશી, ઉદયન્, વાસવદત્તા અને જયદેવનાં ગીતગોવિંદમાંનાં રાધા અને કૃષ્ણ એ સર્વેની સ્થિતિ અને મ્હારી ક્ષુદ્રતા, મ્હારાં જીવનનું નમાલાપણું. એનાથી મ્હને બહુજ લાગી આવે છે. મ્હેં લાજ કાઢવી છોડી દીધી. ત્હમને પસંદ પડે તેથી હું ત્હમારી સામે કોઇ કોઇ વાર છૂટથી વાત કરવા આવતી. વ્હાલા ! ત્હમારો સ્વભાવ મ્હને બરાબર ખબર છે. ત્હમે દેવ છો પણ મ્હારા તરફના અણગમાને લીધે ત્હમને મ્હારી સાથે વાત કરવી ગમતી નહિ. હું મુંગી રહેતી. શું કરૂં ? ત્હમારા માસિકોમાં મોકલેલા બધા લેખો હું વાંચી ગઇ. ત્હમારી લખેલી કવિતાઓ પણ ઘણીખરી મ્હને મ્હોઢે થઇ ગઇ છે. એમાંથી ત્હમારા સ્વભાવની પૂરે પૂરી ઓળખ મ્હને થઇ છે; પણ બધું તે પ્રમાણે દુનિયામાં ચાલતું નથી. વ્હાલા ! આવું આવું ગાંડુ લખું છું તે માટે માફ કરજો પણ હું મ્હારૂં હૈયું કોના આગળ ખાલી કરવાની હતી ? ત્હમેજ મ્હારા મુરબ્બી છો, ગુરૂ છો, દેવ છો, પરમાત્મા છો. ત્હમારા વિયોગથી, ત્હમારા અસંતોષથી મ્હારૂ મન નિરંતર બળ્યાં કરે છે. હાલ અહીં કાંઇ ખાસ વિશેષ નવીન નથી. સૌની તબીયત સારી છે. વ્હાલા ! કૃપા કરી પત્ર લખશો. તબીયતના સમાચાર લખશો. એજ.

લિ. દર્શનાભિલાપી દાસી
**માલતી**ના પ્રણામ વાંચશો.

મ્હેં કાગળ બીડી દીધો. ઘણા દિવસનું ભરી રાખેલું હૈયું ખાલી કર્યું. પરિણામ શું આવશે એ ઇશ્વરને માલમ.

૯

મ્હારો કાગળ એમને મળ્યો ત્યાર પછી વળતી ટપાલે મ્હને એમનો કાગળ નીચે પ્રમાણે મળ્યો.

**વ્હાલી માલતી,**

ત્હારો વહાલભર્યો કાગળ મળ્યો છે. આટલા દિવસ હું અંધારાંમાંજ હતો અને એ વાંક પણ મ્હારોજ હતો. મ્હેં રત્નને કાચનો કટકો ધારી ખાંજરે નાંખી દીધું હતું પણ રત્નનો પ્રકાશ ઢાંક્યો ન રહે. મ્હેં પરીક્ષાજ કરી નહિં. ખેર ! પણ ત્હને બરાબર ઓળખ્યા પછી હવે તારાથી છૂટા રહેવું, અતડા રહેવું, એ મ્હને અસહ્ય થઈ પડયું છે. મ્હને અહીં એક વેપારી પેઢીમાં રૂ. ૧૫૦ની નોકરી ગઇ કાલેજ મળી છે અને ત્યાંથી રજા લઇને તને અને મુરબ્બીશ્રીને મુંબાઇ લઇ આવવા પરમ દિવસે હું અમદાવાદ આવીશ. વ્હાલી ! ક્ષમા કરજે. આટલા દિવસ મ્હેં ત્હને પોતાની ઓળખ આપવા જરા પણ અવકાશ આપ્યો નહિં. મ્હને મ્હારી ભૂલ માટે હવે અત્યંત પશ્ચાતાપ થાય છે. હું જ્યારે અમદાવાદ આવી ત્હારે પગે પડીશ ત્યારેજ મ્હારો પરિતાપ કાંઇક શમશે. મ્હારી તબીયત સારી છે; ત્હારી પણ તેમજ હશે. એજ.

લિ. ગુન્હેગાર

" વસંત "ના પ્રણિપાત અંગીકાર કરશોજી.

પ્રિય વાંચક ! ઉપલો કાગળ વાંચી મ્હારી સ્થિતિ શી થઈ હશે ! મ્હને કેવી લાગણીઓનો અનુભવ થયો હશે ! એ સૌનો વિચાર કરવાનું હું ત્હનેજ સોંપું છું. અસ્તુ

# આ પુસ્તક વિષે કેટલાક અભિપ્રાયો

**સુરત**, તા. ૧૨મી મે ૧૯૨૭

સુરત કૉલેજના પ્રો. **મોહનલાલ પાર્વતીશંકર દવે**, એમ. એ. એલ. એલ. બી. જણાવે છે કે:—

રા. સુરેન્દ્ર ભાળચંદ્ર પાઠકજીને હું લાંબા વખતથી ઓળખું છું. ગુજરાતી વાંચવા તથા લખવાનો શોખ ન્હાનપણથી એમનામાં હતો. એમની સાહિત્યપ્રીતિનો ઉત્તરોત્તર વિકાસ થતો મ્હેં નિહાળ્યો છે. ટૂંકી વાર્તાના લેખક તરીકે સાહિત્યના ક્ષેત્રમાં એ દાખલ થઇ ચૂક્યા છે અને એમની લખેલી કેટલીક વાર્તાઓ 'સાહિત્ય' વગેરે માસિક પત્રોમાં પ્રસિદ્ધ થઇ છે વાર્તાને અનુકૂલ પ્રસંગ નક્કી કરવામાં જે વર્ણનશક્તિની સચોટતા જોઇએ છે, એક દૃષ્ટિબિન્દુને સંક્ષિપ્ત છતાં સચોટ રીતે મૂકવામાં જે કળાદૃષ્ટિ અને સંયમ જોઇએ છે, અને હૃદયમાં ઉતરી જાય એવી કળાકૃતિ રચવામાં વાણીની જે સરળતા અને સ્વાભાવિકતા જોઈએ છે તે સર્વને સિદ્ધ હોતી નથી, તેથીજ વાર્તાલેખનનું કાય કેટલાકને માટે દુર્ઘટ થઈ પડે છે. રા. સુરેન્દ્ર પાઠકજીની લખેલી વાર્તાઓ હોંશથી વંચાય એવી, સ્હેલાઇથી સમજાય એવી, અને રસથી સંભારાય એવી હોય છે એમનો વાર્તા-સંગ્રહ બધો હું જોઇ શક્યો નથી. તો પણ એ સંગ્રહની કેટલીક વાર્તાઓ તો ચિરંજીવ રહેશેજ એમ હું માનું છું. એમના ગ્રન્થકાર તરીકેના પ્રથમ પ્રયાસને માટે હું એમને અભિનંદન આપું છું.

---

વડોદરા કૉલેજના પ્રો. **અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી**, એમ. એ, એલ. એલ બી. જણાવે છે કે:—

રા. રા. ભાઇ સુરેન્દ્ર પાઠકજીની ટૂંકી વાર્તાઓમાંથી કેટલીક મેં ઘણા આનંદ સાથે વાંચી છે. વાર્તાનો રસ ઝમાવવાની કળા ભાઇ પાઠકજીમાં તદ્દન સ્વભાવિક છે. તે કળા છેલ્લાં સાત આઠ વષ થયાં એઓ ખીલવી રહ્યા છે. હવે તે પકવ દશાએ પહોંચી છે ને એમણે જે વાર્તાઓ લખી

છે તે પ્રસિદ્ધ કરવામાં આવે તો વાર્તાસાહિત્યમાં સારો ઉમેરો થશે. મનુષ્યહૃદયની પારખ પણ તેમને સારી છે જેથી વાર્તાઓ આબેહૂબ વાસ્તવિક લાગે છે. શૈલી સરળ, સીધી ને મોહક છે.
૯–૫–૨૭

---

સાર્વજનિક હાઇસ્કૂલના હેડમાસ્તર I. P. Khansaheb. બી. એ.. જણાવે છે કેઃ—

"Truth embodied in a tale
Will enter in, at lowly doors."

રમુજ સાથે બોધ આપવો એ વાર્તાઓનો ઉદ્દેશ હોવો જોઇએ તે પ્રમાણે શ્રી–સુરેન્દ્ર પાઠકજી કૃત 'ન્હાની વાતો' જનસમાજને આનંદ યુકત જ્ઞાન આપ્યા વિના રહેશે નહિં. આ ક્ષેત્રમાં એમનો આ પ્રથમ પ્રયાસ છતાં લેખન સરળ, શુદ્ધ અને આકર્ષક બનાવવામાં એ ફત્તેહમંદ થયા છે. બેશક, આવા ઉગતા લેખકને વાચકઆલમ ઉત્તેજન આપશે.
7–6–27;

---

પ્રો. વ્યોમેશચંદ્ર જનાર્દન પાઠકજી એમ. એ. એલએલ. બી. લખે છે કે :—

રા. રા. સુરેન્દ્ર ભાળચંદ્ર પાઠકજી બી. એ. એમની વાર્તાઓ મેં જોઇ છે. એમાંની કેટલીક 'સાહિત્ય' ને 'ચેતન' જેવાં સુપ્રસિદ્ધ માસિકોમાં છપાઈ ગઇ છે. કોઇક માટે એમને ઇનામ પણ મળ્યાં છે. એટલે વાર્તા લખવાની દુઃસાધ્ય કળા એમણે હસ્તગત કરી છે એમ કહેતાં સંકોચ થાય એમ નથી.

સંસારના અનેક કડવા મીઠા અનુભવો લેખકને થયા છે. તેનાં સંવેદનો સાદીને સીધી તેમજ સચોટ ભાષામાં એમણે વ્યકત કર્યાં છે. એવી રીતની નવલિકાઓ હાલ ઘણી લોકપ્રિય છે એ જાણીતું છે. આનું એક કારણ એ છે કે ધર્મ અને નીતિના અવિચળ સિદ્ધાંતોને ઉથાપ્યા વિના સામાજિક પ્રશ્નો વૈયકિતક દૃષ્ટિબિંદુથી રજુ થયા હોય એવાં લખાણોમાં અવાસ્તવિકતાનું તત્ત્વ સહેજ આવે તોયે અમુક વાંચકવર્ગને તે અતિશય રુચિકર થઇ પડે છે. આથી આ વાર્તાઓનો સંગ્રહ છપાઈને બહાર પડશે તો ગુજરાતી વાચકવર્ગ તેની કદર કરશે એમ મને ખાતરી છે.

---

વડોદરા હાઈસ્કૂલના શિક્ષક **સુમંત નાથજી ભટ** બી. એ. એલ. એલ. બી. જણાવે છે કેઃ—

રા. રા. સુરેન્દ્ર ભાળચંદ્ર પાઠકજી, બી. એ. એમની રસિક વાર્તાઓ વાંચી મારો એ વિષેનો અભિપ્રાય જાણવાની એમની ઇચ્છા હોવાથી તેમણે મને બધી વાર્તાઓ વાંચવા મોકલી આપી; અને મને જણાવતાં ઘણોજ હર્ષ ઉપજે છે કે એમની વાર્તાઓ બહુજ સુંદર અને હૃદયંગમ છે. લાંબું લખવું એ અનુચિત ગણાતું હોય તો પણ મારા પર અસાધારણ અસર કરનાર કેટલીક વાર્તાઓનાં લક્ષણો અત્ર આપ્યા વિના હું રહી શકતો નથી.

રા. રા. પાઠકજીનો વાર્તાઓ લખવાનો કાબુ ઘણોજ છે; એમની વાર્તાઓમાં જનસમાજનું ઊંડું અવલોકન, માનસશાસ્ત્રનો અભ્યાસ, પ્રેમની કંઈક અનેરી સૂક્ષ્મ ભાવનાઓ, સુંદર કલાવિધાન, ટુંકી વાર્તાઓને ઉચિત એવી પાત્રપરિચય કરાવવાની તથા પાત્રોનો ક્રમશ વિકાસ કરવાની ખુબી, ઉત્તમ પ્રકારનો હાસ્યરસ, ઉત્તમ પ્રકારનો કરૂણ રસ, ઊંચી પ્રતિભા અને ઉદ્દાત્ત કલ્પનાશક્તિનો સચોટ અભ્યાસ માલુમ પડે છે.

કરૂણરસની પરિસીમા એમની 'મધુરી'ની વાર્તામાં છે. એ વાંચવાથી કયું સ્નિગ્ધ હૈયું હચમચી નહિ જાય? નિર્દોષતાની પ્રતિમા સમી મધુર મધુરીની સાથે વાચકને પણ તેની માના અવસાન સમયે, બે અશ્રુબિંદુ સહજ આવશે; એના મન્મથ સાથે એનું સૌભાગ્ય અખંડ રહે એવી આશીષો નીકળી પડે છે.

હિંદુ–આર્ય–ભાવનાઓ, અંતિમ–અંત–સુખી જોવામાં ટેવાએલી હોય છે, પરંતુ મધુરીનું છેવટ પત્થરને પીગળાવે એવું છે અને એમાંજ લેખકની અદ્દ્ભુત કલા તથા બુદ્ધિ રહેલાં છે. પરંતુ આ વાર્તાકારને હાસ્યરસ સાથે પણ ગાઢ સખ્ય છે. અનંતાનંદની વાર્તામાં ઘરજમાઇનો આબેહુબ ચિતાર આપી એમના જ્ઞાનના પરિચય સાથે આપણને પેટ પકડી હસવું આવે છે. સુધરેલા કુટુંબમાં જન્મેલી 'મેના'નો વિવાહ અણગમતા પતિની સાથે થાય છે મેનાને નવાબને ત્યાં નવાબની [illegible]

જવાનો હુકમ થાય છે. મેનાને સુભાગ્યે અને તેના ચારિત્ર્યબળે નવાબ એને પુત્રી ગણી સાસરવાસો આપી વિદાય કરે છે. આ કથા આર્ય અબળાનું ઊંચું ચારિત્ર્ય તેમજ આર્ય લલનાઓએ રાખવી જોઇતી નિડરતાનો સચોટ ખ્યાલ આપે છે. એમની "વર કે સ્મર"ની વાર્તામાં મુગ્ધ હૈયાંની વાસનાનો ચિતાર આપ્યો છે અને એનો જે રીતે છેડો આણ્યો છે તે ઊંચા પ્રકારની રસિકતા સૂચવે છે. ચિત્રકાર પંડિતની વાર્તામાં વ્યોમવિહારીણી કલ્પનાશક્તિ છે. 'ખુબસુરતીની બલા' બહુજ ખુબસુરત છે. ટુંકાણમાં, એ સ્વાનુભવરસિક લેખક માલમ પડી જાય છે અને આ સ્વાનુભવનાં લખાણો આશ્ચર્યજનક સફળતાથી લખાયાં છે છતાં સર્વાનુભવ રસિકતાની ઉણપ જોવામાં નથીજ આવતી.

એમની ભાષા સરળ, સુંદર અને આકર્ષક છે; વસ્તુ બેનમુન છે અને કલાવિધાન ઉંચા પ્રકારનું હોઈ એમની પ્રતિભાનાં ફળ રૂપે એ નવલકથાઓ લખી અને ધારે તો બહુજ ઊંચા પ્રકારનાં નાટકો લખી, જનસમાજને ઉદ્બોધવાની સમર્થ શક્તિનો લાભ આપી શકે એમ છે. એ ઇચ્છિવા યોગ્યજ છે કે આવી સુંદર વાર્તાઓ દરેક ગુજરાતી કુટુંબમાં મોઢે થાય, અને એમના પુસ્તકનો યોગ્ય સત્કાર થાય.

---

વડોદરા રાજ્યના માજી વિદ્યાધિકારી રા. રા. છગનલાલ ઠાકોરદાસ મોદી બી. એ. જણાવ છે કેઃ—

"આ વાર્તાઓ જનસમાજને વાંચવા તથા બોધ લેવા જેવી છે."